ओम्.

श्री

# कठोपनिषद्

મૂળ સંસ્કૃત સહિત
ભાષાંતર
ગુજરાતી ભાષામાં
ટીકા સાથ

જિજ્ઞાસુ જનના હિતાર્થે.
પ્રસિદ્ધ કર્તા
એક થિઓસોફીસ્ટ

સુરત
"મિત્ર" પ્રેસમાં કાશીદાસ ભગવાનદાસે
છાપ્યું.

૧૮૯૯ વિક્રમ સંવત ૧૯૫૫

૭૦૭૨

ઓમ્.

શ્રી

# कठोपनिषद्

મુળ સંસ્કૃત સહિત
ભાષાંતર
**ગુજરાતી ભાષામાં**
ટીકા સાથે.

**જિજ્ઞાસુ જનના હિતાર્થ.**
પ્રસિધ્ધ કર્તા
**એક થિઓસોફીસ્ટ.**

સુરત
"દેશીમિત્ર પ્રેસ."

સને ૧૮૯૮ વિક્રમ સંવત ૧૯૫૫.

## ગીતીવૃત

વ્યષ્ટિ માંહ્ય સમષ્ટિ, સમષ્ટિ માંહે સદાય વ્યષ્ટિ છે,
સૃષ્ટિ માંહે દૃષ્ટિ, દૃષ્ટિ માંહે વિલાસી સૃષ્ટિ છે,
પુષ્પ રહ્યું છે બિજમાં, પુષ્પ મહી તે સદાય બિજ હોએ,
બ્રહ્માંડે પિંડાડે, રચના એવી લહી સુજન મોહે ॥

# Om

## Shri.

# KATHOPNISHAD.

WITH

**ORIGINAL SANSCRIT TEXT**

**TRANSLATED**

INTO

GUJARATI.

WITH EXPLANATORY NOTES.

**PUBLISHED**

BY A

**F. T. S.**

SURAT

*DESHI MITRA PRESS.*

1898 A. D. Samvat 1955.

## ગીતીવૃત્ત

સંસારેથી દુર રહિ, સુલભ વર્તવું સ્વબુદ્ધિ અનુસારે
સુલભલોક મતિ માર્ગે, જવું જયમ જળમાં તણાય તૃણ ક્યાંરે
મહત્ કર્મ કરનારા, પ્રતિકુળ જગમાં સ્વબુદ્ધિથી વરતે
પ્રૌઢ નાવ નિજ હેતુ, સિદ્ધ કરે બહુ સમુદ્ર મસ્ત છતે ॥




આ કઠોપનિષદ–યજુર્વેદનાં અંગનું છે. કઠ નામના ૠષિયે તે રચેલું કહેવામાં આવે છે. કઠ શાખા પુરેપુરી મળી શકતી નથી પરંતુ આ ઉપનિષદ, તેનો એક ભાગ, પ્રખ્યાત છે. શ્રી શંકર સ્વામિએ એ ઉપનિષદ ઉપર ટીકા કરેલી છે. એ ઉપનિષદના બે અધ્યાય છે અને પ્રત્યેક અધ્યાયમાં ત્રણ ત્રણ વલ્લિ છે. આ ઉપનિષદ ઘણીજ ઉચી પંક્તિમાં બિરાજે છે, એમાં દર્શાવેલા વિચાર, એની ભાષાની છટા, સમજણ આપવાની યુક્તિ, એ સર્વ કર્તાનું મહાત્માપણું પ્રગટ કરે છે. નાચકેતાની કથા કહેવામાં સર્વોત્તમ જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવેલો છે તેમાં પણ કેવી મઝા કરેલી છે. એ ઉપદેશ કરનાર કોણ અને સાંભળનાર કોણ ? એ ઉપદેશ કરનાર યમરાજા-જે સર્વ પ્રાણીને ત્રાસ રૂપ છે તે અને સાંભળનાર એક નાની વયનો બાળક છે. ઉપનિષદનો હેતુ એજ હોય છે કે દુઃખ રૂપ જે આ સંસાર તેમાંથી મુમુક્ષુ જનને વેગળો કરીને નિર્ભય

પદને પહોંચાડવો. સર્વ વિદ્યામાં બ્રહ્મ વિદ્યા અથવા આત્મ વિદ્યા શ્રેષ્ટ છે અને તે એક નાની વયના બાળકને બતાવવામાં આવે છે. એ વિદ્યા પાત્રની પરિક્ષા કીધા વિના બતાવવામાં આવતી નથી અને તેથી નચિકેતાની પરિક્ષા કરીને યમરાજા ઉપદેશ કરે છે. એ પરિક્ષા કઠિન થઈ હતી. જે મોટી લાલચો મોટી વયના માણસો મુકી શકતા નથી તે લાલચોથી આ ન્હાનો સરખો બાળક લોભાતો નથી આત્મ વિદ્યા પ્રાપ્ત કરવી એ ઘણુંજ કઠિન કામ છે. આત્મ જ્ઞાનની આગળ ભુમંડળનું રાજ્ય પણ તુચ્છ છે. તે પામવાને માટે રાજાઓએ રાજ્ય છોડીને પવિત્ર નદિ તૃટ અથવા અરણ્યની ગુફાઓ સેવેલી છે. પ્રથમ વૈરાગ્ય થવો જોઈએ. સન્યાસી થવાનું કારણ એજ છે. માત્ર ભગવાં કપડાં પહેર્યાથી સન્યાસી થવાતું નથી, બહારના વેશથી અંતરનો વેશ સમજવો નહિ, જે બદલવાની જરૂર છે તે અંતરનો વેશ, અને બહારનો વેશ નહિ. નચિકેતાનો પિતા એ ત્યાગને અર્થે સર્વ વેદસ યજ્ઞ કરે છે, જેમાં પોતાનું સઘળું આપી દેવું પડે છે. એ આપી દેતી વખતે પણ નચિકેતા—બાળક છતાં, ઉંચું બુદ્ધિ બળ બતાવે છે. પોતાના પિતાની પોતાના ઉપર મમતા વિશેષ રહેલી છે એમ તેને લાગે છે પણ તેવી મમતા નહિ રહેવી જોઇએ એમ તે સૂચવે છે. નચિકેતાના પૂર્વના સંસ્કાર ઘણાજ બળવાન અને સારા હોવા જોઈએ. પોતાના પિતાને નબળી ગાય દાનમાં આપતાં જોઈ તે ખેદ પામે છે, કેમ કે દાનમાં જે આપવાનું છે તે નબળું નહિં પણ સારામાં

સારૂં હોવું જોઈએ. નચિકેતા યમરાજાને ત્યાં જાય છે, યમરાજા ઘેર નથી અને તેથી નચિકેતાને ઉલટો લાભ થાય છે. પરોણાની પરોણાગત બરાબર થવી જોઇયે અને તે થઈ નહિ તેથી યમરાજા તેને ત્રણ વરદાન માગવાનું કહે છે. પરોણાની સેવાનું મહત્વ આથી બતાવ્યું છે. પછી બંન્નેની વચ્ચે પ્રશ્ન અને ઉત્તર ચાલે છે અને તે ચાલતાં યમરાજા છેવટે જ્ઞાનનો ઉપદેશ આપે છે.

પ્રથમ અગ્નિને વિશે નચિકેતા પુછે છે અને યમરાજા તેની સમજણ પાડે છે. એ અગ્નિ તે સાધારણ અગ્નિ જે આપણે જોઇએ છૈયે તે નથી. અનુ ગીતામાં કહ્યું છે કે અગ્નિ સર્વે દેવતા રૂપ છે. બધા દેવતાઓ અમર છે એમ સહુ જાણે છે પણ રૂગ્વેદમાં એક જગાએ એમ કહેલું છે કે અમર તો પ્રથમ એકલો અગ્નિજ હતો, અને તેણે બધા દેવતાઓને પાછળથી એવા કીધા. પુરાણોમાં બ્રહ્માનો જેષ્ટ પુત્ર અગ્નિને કહેલો છે, અને એ અગ્નિને ત્રણ પુત્ર કહેલા છે, જેમના નામ પવમાન, પાવક અને શૂચિ છે. અરણીને મંથન કરવાથી જે અગ્નિ પ્રગટ થાય છે તે પવમાન છે, વિજળીમાં જે રહેલો છે તે પાવક, અને સૂર્યમાં જે રહેલો છે તે શૂચિ—જુઓ લિંગ પુરાણ અધ્યાય પાંચમો અને છઠ્ઠો. એના પુત્ર અને પૌત્રની સંખ્યા ઓગણપચાસ આવે છે. મત્સ્ય પુરાણના ૫૧મા અધ્યાયમાં રૂષિયો પુછે છે કે હે સૂત, દ્વિજાતિ સર્વ કાળ કયા અગ્નિની પૂજા કરે છે, તે અગ્નિ તથા તેમનો વંશ અનુક્રમે કહો, સૂત કહેવા લાગ્યા—સ્વાયંભુ મન્વંતર

માં મહાભૂત તેજનો મુખ્ય અધિકારી જે પ્રસિદ્ધ અગ્નિ તે બ્રહ્માનો માનસ પુત્ર, તેનાથી સ્વાહાએ પાવક, પવમાન અને શુચિ નામે ત્રણ પુત્ર પ્રસવ્યા. સૂતજી પછી વિસ્તારથી સઘળો વંશ કહે છે કે જે ઘણોજ મનન કરવા યોગ્ય છે. છેવટે કહે છે કે સ્વારો–ચિષ મન્વંતરથી સાતમા સાવર્ણિ મન્વંતર સુધી વિષ્ણુ નામે કહેલા અગ્નિથી સર્વ અગ્નિ ઉત્પન્ન થયા. વળી આ પણ ધ્યાનમાં રાખવાનું છે કે માણસના શરીરમાં સઘળા વાયુની મધ્યે વૈશ્વાનર અગ્નિ પ્રકાશે છે. એ અગ્નિની જવાળાને નાક, જીભ, આંખ, ચામડી, કાન, મન અને બુદ્ધિ એમ સાત જીભ કહેલી છે. ત્યારે સઘળી વાતનું મનન કરતાં એમ સ્પષ્ટ દેખાય છે કે જે અગ્નિ વિશે આ ઉપનિષદમાં વર્ણન થયલું છે, તે અગ્નિ ગુહ્ય છે. તેને ચેતન અથવા આત્મારૂપે સમજીશું તો કંઈ ખોટું નથી. જે અગ્નિથી–જે ચેતનથી સર્વની ઉત્પત્તિ થઈ છે, તે અગ્નિ અહિં સમજવાનો છે. વળી પાંચ પ્રાણને પણ અગ્નિરૂપ ગણેલા છે. પ્રાણવાયુ આહવનીય રૂપ છે, અપાન ગાર્હપત્ય છે, વ્યાન દક્ષિણ અગ્નિ છે, સમાનવાયુ હોતારૂપ છે, ઉદાન યજ્ઞનું ફળ છે. અગ્નિ હોત્રના સંબંધમાં આ ઘણું અગત્યનું સમજવાનું છે. ગાર્હપત્ય અગ્નિ નિત્યસ્થિત હોય છે, આહવનીય અગ્નિ છે તે ગાર્હપત્ય અગ્નિથી નીકળવા વાળો છે, વ્યાન વાયુ હૃદયમાં દક્ષિણ બાજુએથી બહાર નીકળે છે તેથી તે દક્ષિણ દિશાના સંબંધવાળો છે. ત્યારે હોમ કર્તા બ્રાહ્મણ કોણ ? તે સમાન વાયુ

છે. મન છે તે યજમાન છે. શ્વાસ બહાર કહાડવો અને શ્વાસ લેવો એ આહુતિઓ છે. ઉદાન વાયુને સ્વર્ગાદિ ફળરૂપ કહ્યું તેનું કારણ એ છે કે સુષુપ્તિ અવસ્થામાં બ્રહ્માનંદને પમાડે છે. યજ્ઞાદિક કર્મનો ઉંડો વિચાર કરતાં તેમાં ઘણોજ ગુહ્ય અર્થ રહેલો માલમ પડે છે, તે સઘળાનું વર્ણન અહિં થઈ શકતું નથી, પણ જેટલું અહિં કહ્યું છે તે ઉપરથી એ કર્મની નિંદા કરવાવાળાઓનો મત કેવો છે તે સુજ્ઞ જનોને તરત સમજાશે. એ યજ્ઞાદિક કર્મ ઇચ્છિત ફળની પ્રાપ્તિ માટે પણ કરવામાં આવે છે, તેમજ ફળની ઇચ્છા રહિત પણ થાય છે. એ ભેદ હંમેશ ધ્યાનમાં રાખવાનો છે, કેમકે બંન્નેનાં પરિણામ જુદાં છે.

નચિકેતાના પ્રશ્નમાં સ્વર્ગનાં સુખની વાત આવી જાય છે. હવે કેવળ કર્મથી મોક્ષ થતોજ નથી. જ્ઞાન વિના મોક્ષ નાહં એ હંમેશ ધ્યાનમાં રાખવાનું છે. સારાં કર્મ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. સ્વર્ગ લોકમાં કંઈ પણ દુઃખ નથી, એ વાત ખરી છે. જે ચૌદ લોક કહેવાય છે તેમાં સાત ઉંચી પંક્તિના અથવા દિવ્ય છે અને સાત નબળી અથવા નીચી પંક્તિના છે. પહેલા વર્ગમાં ૧ ભુલોક, ૨ ભુવરલોક, ૩ સ્વરલોક, ૪ મહરલોક, ૫ જનલોક, ૬ તપલોક, અને ૭ સત્ય અથવા બ્રહ્મલોક છે. પહેલામાં સાત દ્વિપ છે અને પૃથ્વિ તેનો એક નાનો સરખો ભાગ છે. પૃથ્વિ અને સૂર્યની મધ્યમાંનો પ્રદેશ ભુવરલોક છે. જેમાં સિદ્ધ પુરૂષો, મુનિયો, નો નિવાસ છે, એ બેની વચ્ચે અંતર લાખ યોજનનો છે.

સ્વરલોક, સૂર્ય અને ધ્રુવની મધ્યમાં છે, તેને ઇંદ્ર લો
ક પણ કહે છે. એ બેની વચ્ચે અંતર ચૌદલાખ યોજન
છે. ત્યાં યોગિયોનું સ્થાન છે, કારણ–શરિરની ભૂમિકા
તે છે. ચોથો મહર લોક જે ધ્રુવની ઉપર એક કરોડ યો
જન છે, તેમાં ભૃગુઆદિ રૂષિઓ જેઓ એક કલ્પ પર્યંત
રહે છે, તેઓનો નિવાસ છે. પાંચમું સ્થાનજન લોકનું મહ
રલોકની ઉપર બે કરોડ યોજન છે, તેમાં સનક, સનંદન
ઇત્યાદિ કુમારો રહે છે, તપલોક તેની ઉપર આઠ કરોડ
યોજન છે અને ત્યાં વૈરાજ દેવતાઓનો નિવાસ છે. તપ
લોકની ઉપર ચૌદ કરોડ યોજન સત્ય અથવા બ્રહ્મલોક
છે. નિર્વાણનું ધામ તે છે. જે જીવ ત્યાં પહોંચે છે તેને
ફરી અહિં આવવાનું નથી. એ પ્રમાણે ઉપરના લોક છે.
હવે નીચેના અથવા પાતાળ લોક કહે છે તે આ છે.
૧ અતળ, ૨ વિતળ, ૩ સુતળ ૪ તળાતળ, ૫ રસાતળ,
૬ મહાતળ, અને, ૭ પાતાળ. તળનો અર્થ સ્થળ થાય છે. અ
તળ એટલે સ્થળ રહિત. વિતળ એટલે જેમાં રૂડો ફેરફા
ર થયલો છે તે, એટલે જ્યાં પ્રકૃતિનો આવિર્ભાવ વિશેષ
છે. સુતળ, એટલે સારૂં, ઉંચું સ્થળ, તળાતળનું બીજુંનામ
કરતળ છે, એટલે હાથ વડે જ્યાં સ્પર્શ થઈ શકે છે તે.
રસાતળ–કોઈ પણ ઇંદ્રિ વડે અનુભવ જેનો થાય તે, મ
હાતળ એટલે મોટું સ્થળ, પાતાળ એટલે પગની નીચેની
ભુમિ. પ્રત્યેક દેહ ધારીને સાત પડ ધારેલાં છે, જેમ કાં
દાનીઅંદર પડમાં પડ હોય છે તેવી રીતે; એને સાત મુખ્ય
તત્વ પણ કેટલાક કહે છે ૧ આત્મા, ૨ બુદ્ધિ, ૩ ઉર્દ્વ

મન, ૪ અધોમન, ૫ લિંગ શરીર ૭ પ્રાણ, અને ૭ સ્થૂળ શરીર. એ સાતની વર્ગણી ઉપરના લોકની સાથે તેમજ નીચેના લોક સાથે સરખાવીને સમજવાની છે. આત્મા, બુદ્ધિ અને ઉર્ધ્વમન એ ત્રણ અરૂપ છે. તેમજ ઉપરના અને નિચેના લોકમાં ત્રણ ત્રણ અરૂપ છે અને બાકીના ચાર રૂપવાન છે. પરંસમાધિની સ્થિતિ તે સત્ય લોક; તેની સામે અતળ એટલે લેશ પણ સ્વર્ગનું સુખ મેળવ્યા વગર તરત જન્મ લેવો, એ પ્રમાણે પ્રત્યેક લોક અને તત્વને સરખાવી મનન કરતાં એમ ખુલ્લું માલમ પડે છે કે જેને એ જે લોક કહ્યા તે જીવની જુદી જુદી અવસ્થા છે. સાત રંગ, સાત ઈંદ્રિ, સાત તન્માત્રા એ સઘળાની વર્ગણી કરતાં, એ સપ્તક વર્ગમાં મુખ્યતત્વ સઘળામાં કેવી રીતે આવી જાય છે તે સમજાય છે. ઉપરના સાત લોક અને નીચેના સાત લોકમાં બ્રહ્માંડ આવી જાય છે. જુદાં જુદાં નરક કહેવાય છે તે નરકનો વિષય વળી જુદો છે. નચિકેતાએ જે સ્વર્ગની વાત દર્શાવી, તે સ્વર્ગમાં કેવી અવસ્થા છે? પરંમોક્ષનું ધામ જે છે તેને જુદું જ રાખતાં સાધારણ રીતે જેને સ્વર્ગ સમજવામાં આવે છે તેનો વિચાર અહિં કરિયે. ગરૂડ પુરાણમાં કહ્યું છે કે પંચભૂતાત્મક શરીર દગ્ધ થયા પછી જીવને એક જાતનો જુદોજ દેહ બંધાય છે અને તે દેહ વડે યમ લોકને માર્ગે જતાં શુભાશુભનો તે ઉપભોગ લે છે. હવે જે જીવે સત્કર્મ કરેલાં છે તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. કામ લોકમાં રહેતાં રહેતાં જાણે બધાં પડ નીકળી જતાં હોય તેમ નીકળી જતાં આત્મા બુદ્ધિ

ને મનની ત્રિમૂર્તિ રહી જાય છે, તે મૂર્તિ સ્વર્ગના સુખનો અ
નુભવ કરે છે. જીવને ત્યાં કંઈ મરણ જેવું લાગતુંજ નથી. પૃ
થ્વી ઉપરનાં તેના સગાં, સ્નેહિ, સંબંધી ઈત્યાદિક સઘળુ
તેને ત્યાં આવી મળે છે. પૃથ્વી છોડીને હું ગયો છું એવું તેને
લાગતુંજ નથી. પૃથ્વી ઉપરની તેની સઘળી મન કામનાઓ
ત્યાં પરિપૂર્ણ થાય છે. જ્યાં સુધી નબળી વાસનાઓ વળગેલી
હોય છે ત્યાં સુધી સ્વર્ગનું સુખ મળતુંજ નથી. અને જ્યા
રે નબળી વાસનાઓ સમુળી ઘસાઈ જાય છે ત્યારેજ ઉપર
કહેલી શુદ્ધ ત્રિમૂર્તીનું રૂપ સ્વર્ગને પામે છે. તે અવસ્થામાં
કેવળ ઉંચા સદ્ગુણની વાસના છાઈ રહે છે, અને તેથી ક
રીને સ્વર્ગમાં લેશ માત્ર પણ દુઃખ દેખાતું નથી. સઘળાં દુઃ
ખોની ત્યાં વિસ્મૃતિ છે.જે જે સારી યોજનાઓ જીવે પૃથ્વી
ઉપર ધારેલી હોય તેતે યોજનાઓ પાર પાડવાના રસ્તા
તેને ત્યાં સમજાય છે, સામાન્ય રીતે એક જીવને સ્વર્ગમાં હ
જાર કે દોઢ હજાર વર્ષ સુધી રહેવાનું મળે છે. આ સાધારણ
નિયમ છે, પછી કોઈ કને વ-તા અને કોઈ કને ઓછો કાળ પણ
લાગે છે. સ્વર્ગની સ્થિતિ સદા કાળની નથી. તે પણ પુરી થા
ય છે અને જીવને પૃથ્વી ઉપર ફરી જન્મ લેવો પડે છે.

પૃથ્વી ઉપર જન્મ લીધા પછી જીવની આગળ સારૂં
અને સુગમ—અથવા જેને શ્રેય અને પ્રેય કહેલું છે તે આ
વી ઉભું રહે છે. અહિં વિદ્યા અને અવિદ્યા સમજવાની છે.
આપણી એક ઘણીજ સાધારણ કહેવત છે કે સોંઘું તે મોઘું
અને મોઘું તે સોંઘું છે. વિષયથી ઉત્પન્ન થતું સુખ સહેલું
છે, પણ ખરી રીતે તે સુખજ નથી, એ જો ખરૂં સુખ હોય તો

એમાંથી દુઃખ ઉત્પન્ન થાયજ નહિ. જે સારૂં છે તે મેળવવું કઠિન છે પણ મલ્યા પછી ફરી ફરી જન્મ મરણનો ત્રાસ રહેતો નથી. આ નિયમ સમજાવીને આત્માને ઓળખવાને માટે યમરાજા સદ્ ગુરૂની સેવા અવસ્યની છે એમ કહે છે. ઘણાં પોથાં થોથાં ઉથલાવ્યાથી અથવા મોટા પંડિત કહેવાયાથી આ વિદ્યા મળતી નથી, કેમકે એ વિદ્યા ઘણી ઉંચી છે. એ જ્ઞાન જેને થાય છે તેની શક્તિ ઘણી વધી જાય છે; ત્યારે પાત્ર વિના એવી વિદ્યા બતાવાય નહિ, માટે એ છુપા ભંડારની કુંચી તો છુપીજ રાખવામાં આવે છે. એ ગ્રંથો વાંચ્યાથી મળતી નથી. એક વસ્તુનો સારો પણ ઉપયોગ થાય અને નઠારો પણ થાય, જેમકે અગ્નિ, તરવાર ઈત્યાદિ. નઠારો ઉપયોગ થતાં મોટી હાની થાય, તેથી એવી વાત છુપી રહે તેજ સારૂં છે. પુર્વથી ગુરૂ પરંપરા ચાલી આવેલી તેનું પણ એજ કારણ છે. વાટે ને ઘાટે રખડતા ગુરૂઓ અહિં સમજવાના નથી, બજારમાં જાણે દુકાન માંડીને માલ વેચતા હોય તેમ ધર્મને વેચનારાને પણ ખરા ગુરૂ સમજવાન નથી. ખરો સદ્ગુરૂ મળવો ઘણો કઠિન છે. કદાપી યમરાજ કહે છે એવો જો કોઇ સાધુ પુરૂષ મળી જાય એવું ભાગ્ય ખુલે તો તેની સેવા ખરા અંતઃકરણથી કરીને તેને પ્રસન્ન કરી તેની કૃપા સંપાદન કરવી અને તેમ કીધાથીજ ફળની પ્રાપ્તિ થાય છે. મત્સ્ય પુરાણના ૧૪૫મા અધ્યાયમાં ગુરૂનાં લક્ષણ માટે કહ્યું છેકે, વય, જ્ઞાન, તથા તપ વડે વૃધ્ધ લોભ રહિત, વિવેકી, જિતેંદ્રિય, દંભરહિત, વિનય સંપન્ન, અને અત્યંત દયાળુ એવાને શાસ્ત્રમાં આચાર્ય કહે છે. એજ

લક્ષણુ લિંગપુરાણુના પૂર્વાર્ધના ૧૦મા અધ્યાયમાં બતાવેલાં છે.

જગત્ ગુરૂ શ્રીમદ્ શંકર સ્વામી વિવેક ચૂડામણિમાં કહે છે કે

**शान्ता महान्तो निवसन्ति सन्तो**
**वसन्त वल्लोक हितं चरन्तः**
**तीर्णा स्वयं भीमभवार्ण वंजना**
**न हेतु नान्यानापि तारयन्तः ॥**

શાંત, મહાત્મા, વસંતની પેઠે લોકોનું હિત કરતા, ભયંકર સંસાર રૂપી સમુદ્રમાંથી પોતે તરી ગયલા, અને કેવળ કરૂણાથી બીજાઓને એ સમુદ્રમાંથી તારનારા સત્પુરૂષો જગતમાં વસે છે.

**अयं स्वभावः स्वत ए वतत्त्पर**
**श्रमापनोद प्रवणं महात्त्मा नाम्**
**सुधांशुरेष स्वयमर्क कर्कश**
**प्रभाभि तप्ता मवति क्षिति किल**

જેમ સૂર્યનાં કઠોર કિરણોથી તપેલી પૃથ્વીને શાંત કરવી એ ચંદ્રનો સ્વભાવજ છે તેમ પરાયા સંસાર સંબંધી પરિશ્રમને પોતે મટાડવો એ મહાત્માઓનો સ્વભાવજ છે.

જેઓ સંસાર સમુદ્રને તરી ગયલા છે અને તે છતાં પૃથ્વિ ઉપર રહીને બીજા જીવોને તારવા માટે પરિશ્રમ કરે છે એમ કહીને ઘણોજ ઊંડો અર્થ સૂચવ્યો છે એમ જોશે તેને જણાશે. પાછલા કાળમાં જે મોટા રૂષિઓ અને જીવન

મુક્ત થયલા મહાપુરૂષો થયા હતા, તેઓને બે માર્ગ દેખા તા હતા, એક તો જ્યોતિમાં જ્યોતિ ભળી જવું, અને બીજો એ કે નિર્વાણ–મોક્ષને નહિ મેળવતાં–જગતનાં કલ્યાણ અર્થે પૃથ્વી ઉપર રહેવું. આ બીજો માર્ગ તેમણે પકડયો છે, તેમાં સ્વાર્થનો ભોગ આપ્યો છે, કેમકે મોક્ષ જે ઊંચામાં ઊંચું પ દ છે તે પોતાની સમિપ છતાં તેને તજી દીધું છે, એ મહા યજ્ઞ છે અને તેનું કારણ માત્ર બીજા જીવોના ઉપર તેમની કરૂણા–દયા છે. આપણે એકલા એ એકલ–પેટા થઇને એ સુખ લેવું ઘટિત નથી, ને બીજા જીવો સંસાર સમુદ્રમાં ગોથાં ખાય છે તે આપણા ભાઈ–બંધુ–છે, તઓને સાથે લ ઈને એ સુખનો સહુએ સાથે અનુભવ કરવો જોઈએ; આ વિચારથી તેઓ પૃથ્વી ઉપર રહેલા છે અને ધર્મનો માર્ગ જેઓ શોધે છે તેને બતાવે છે. અહા ! શું અદભૂત દયાનો ભંડાર અને સ્વાર્થનું શું ભારે બળિદાન ! ખરા ગુરૂ તે એવા મહાત્માઓ છે. જોય તેને જડે છે. માણસને આસ્તા રહેતી નથી અને અધિરાઈમાં તે તણાઈ જાય છે, બાકી ગુરૂ તો સદાય પાસેજ છે અને શિષ્ય પાત્ર થાય છે કે તેને પો તાના આશ્રય નીચે તે લઈ લે છે. એવા સદ્‌ગુરૂના દર્શણ સઘ ળાને થતાં નથી, પુરાણોમાં એનો ઈસારો કરેલો છે. મત્સ્ય પુરાણના ૧૪૪મા અધ્યાયમાં સિદ્ધ પુરૂષ અદૃષ્ટ રહી પૃ થ્વિ ઉપર ફરે છે અને ધર્મની વ્યવસ્થા કરવા માટે પ્રત્યેક મન્વંતરમાં ધર્મના ઉપદેશના અધિકાર ઉપર સપ્તરૂષિ રહે છે એમ કથન કરેલું છે. ઈશ્વરને સર્વ જીવની ચિંતા છે અને

સઘળાને તેમની યોગ્યતા પ્રમાણે તે આણી મેળવે છે પણ આમાં પ્રથમ દૃઢ આસ્તાની જરૂર છે.

ગુરૂને ધૂંડવા પડતા નથી પણ શિષ્ય પાત્ર થાય છે કે ગુરૂ આવી મળે છે એમ શ્રી કબીરજી પણ કહી ગયા છે.

ગુરૂસેં લગન કઠન મેરે ભાઇ, સદ્ ગુરૂસે લગન કઠન મેરે
ભાઇ ॥ ટેક
છોડ અપના તનકી આશા, નિરભે હોકે ગુન ગાય
કહત કબીરા એસી લેહ લાગે, તબ તરત મિલે ગુરૂ
* * * * * * * * આય ॥ ગુરૂસે

બીજા વલ્લીથી ઉપદેશ કરવાનો યમરાજ આરંભ કરે છે. સાચું અને સ્વાદુ એવા બે ભેદ પાડીને સમજાવ્યું છે કે સ્વાદુને ગ્રહણ કરવાથી અજ્ઞાનનું બળ વધે છે. જે અસત્ વસ્તુ છે તે સત્ દેખાય છે અને આવી ખોટી સમજનું પરિણામ માઠું આવે છે. સંસાર મિથ્યા છતાં તે સાચો જણાય છે, અને તેમાં મમતા વળગી રહે છે તેથી જન્મ મરણના દુખદાઈ ચકકરમાં વારંવાર ફેરા મારવા પડે છે. હું કોણ એ જાણવું એજ ખરૂં જ્ઞાન છે. આત્મા એજ બ્રહ્મ છે, તે સર્વ વ્યાપક છે, તેને આદિ નથી, અંત નથી, અને સઘળા જીવના રૂદયને વિશે તે રહે છે. આ જ્ઞાન તર્કથી, કે ઘણું વાંચ્યાથી કે પંડિત થવાથી થતું નથી, એ જ્ઞાન આપવાવાળો બ્રહ્મ વાચક અક્ષર ઓમ્ છે. ત્રીજા વલ્લિમાં જીવ અને ઈશ્વરને વિશે સમજણ આપવામાં આવી છે. જીવને આવરણ ઘણાં રહયાં છે, અને તેનાં દર્શાણ સહેલથી થતાં નથી, પણ તેનાં

દર્શન કેવી રીતે થાય છે તે બતાવ્યું છે. જીવ અને ઈશ્વરમાં કયાં સુધી ભેદ રહે છે તે પણ જણાઈ આવે છે. જીવ જે ગુપ્ત રહેલો છે તે કેમ ઓળખાય છે, તેનાં દર્શણ કેવી રીતે થાય છે, તે ચોથા વલ્લિમાં બતાવ્યું છે. અહિં એવો અર્થ રાખેલો છે કે આ ઓળખ થવામાં અજ્ઞાન એજ મોટું વિઘ્ન છે. પાંચમાં વલ્લિમાં દેહ, એ આત્મા નથી એમ બતાવવામાં આવ્યું છે. ઇંદ્રિયો વડે દેહનું કાર્ય થતું નથી, પણ જે ચેતન વડે ઇંદ્રિયો પોતાનું કાર્ય કરી જાય છે તે ચેતન જુદું જ છે. એકનાં અનેક રૂપ કેમ દેખાય તેની પણ સમજ પાડેલી છે. તેમજ જુદી જુદી વસ્તુઓની અપુર્ણતાથી આત્માને કાંઈ બાધ આવતો નથી એ પણ સમજાવ્યું છે. પાંચમા વલ્લિની છેવટ, હું બ્રહ્મને કેમ જાણું એ પશ્ન પુછવામાં આવેલો છે, તેનો ઉત્તર છઠ્ઠા વલ્લિમાં આપેલો છે.

આવી રીતે કઠોપનિષદ્ સમાપ્ત થાય છે. એ કેટલું અગત્યનું છે તે વાંચનારને વારંવાર કહેવાની જરૂર નથી. આવા અમુલ્ય રત્નનો લાભ જેઓને માત્ર ગુજરાતી ભાષા આવડતી હોય અને સંસ્કૃત અથવા અંગ્રેજીનું જેમને જ્ઞાન નહિં હોય, તેઓને મળે એટલા માટે આ ભાષાંતર કરવામાં આવ્યું છે. એમાં જે ટીકા આપેલી છે, તે વધારે સમજ પડે તેટલા માટે છે. એ ટીકામાં પણ ભાષાંતર કર્તાએ કંઇ પોતાનું નવું કહેલું નથી. બીજાં પુસ્તકોને આધારે સઘળું લખ્યું છે. આ પ્રમાણે કહેવાનો હેતુ માત્ર એટલોજ છે કે ભાષાંતર કર્તાને પોતાને કંઇજ માન ઘટતું નથી.

તે છતાં એટલું તો કહેવું જોઇએ કે આ પુસ્તકમાં જે જે કંઇ દોષો આવી ગયા હશે, તે સઘળા તેને પોતાને લીધે છે અને તેમાં બીજાને કંઇ લાગતું વળગતું નથી. શેરડી માંથી રસ ચુસી લઇને કુચા જેમ ફેંકી દેવામાં આવે છે તેમ વાંચનારે કૃપા કરી ખરૂં તત્વ ગૃહણ કરી લેવાનું છે.





# ओम्

## પદ.

કયારે કયારે રે થાશું ભાયગશાળી ।।
શ્રી સદ્ ગુરૂજીનાં શુભ દર્શણ કરશું ન્યાળી ન્યાળી ।। ટેક
ધન તે ભૂમી જયાં પ્રભુજીનાં પાદાર્વિંદ ફરે છે ।।
ધન ધન મિન તે સલિતા કેરાં, જયાં તે સ્નાન કરે છે ।। કયારે
ધન ધન પવિત્ર આશ્રમ તે છે, જેમાં આપ નિવાસે ।।
ધન ધન તારા ચંદ્ર સુરજ જે, નિત્યે તહીં પ્રકાશે. ।। કયારે
ધન્ય ધન્ય તે પ્રદેશ સઘળો, સદા છવાઇ શાંતિ. ।।
સ્વાર્થિ આ સંસાર તણી જયાં, ન પિડે મલિન કાંતિ ।। કયારે
ધન ધન છે ત વાયુને જે, સ્પર્શે દૈવિ અંગે. ।।
ધન ધન છે જિવ જંતુ જેને, વાયુ અડીને રંગે. ।। કયારે
અદ્ભુત મૂર્તિ ગુરૂજી કેરી, તેજ તણી છે ખાણી ।।
વાણીથી પર કયમ કરિ તેનું, વર્ણન કરશે વાણી. ।। કયારે
નવિન રંગ ને વિવિધ આકૃતિ, લલિત મનોહર દરશે ।।
જેનાં દર્શણુ ભક્ત જનોનાં, ત્રિવિધ તાપને હરશે. ।। કયારે

અમૃત બિંદુથી અદકા છે, જેના શબ્દ મધુરા ॥
તૃપ્ત ન થાએ શ્રવણે પીતાં, કો મરજીવા શૂરા ॥ કયારે
અરે દેહ તું વ્યર્થ ઘસાએ, નહિ કરી પ્રભુની સેવા ॥
ખરે જુઠા સંસાર તણા છે, વિષમય દુખકર મેવા ॥ કયારે
આતુરતા નથિ સહન થતી રે, પ્રગટો કંઈ સંસ્કાર ॥
અંતરમાં અજવાળું થાએ, ટળે તિમિર તત્કાળ ॥ કયારે
પળ પળ રટણ કરૂં સદ્‌ગુરૂજી, રૂદય મૂર્તિ તમ થાપી ॥
કૃપા નિધી હે કરો કૃતારથ, નિજ શુભ દર્શણ આપી ॥ કયારે






# श्री कठोपनिषद्

## ભાષાંતર

### વલ્લિ પહેલી

**उशन् ह वै वाजश्रवसः सर्ववेदसंददौ । तस्य ह नचिकेता नाम पुत्र आस ॥ १ ॥**

ભાષાંતર—**ह वै** એ અવ્યય પાછલી વાત સંભારી આપવાને માટે વાપરેલા છે, એટલે પૂર્વે જે વૃત્તાંત થયલું તે કહેવાનો આરંભ કરે છે, એક વાજ શ્રવસ રૂષી હતા. (વાજશ્રવસ એટલે વાજશ્રવના પુત્ર. વાજ એટલે અન્ન. અન્નનાં દાન આપવાથી જેની કીર્તિ પ્રસિદ્ધ છે તે વાજશ્રવ રૂષિ; તે અરુણ રૂષિ ।। પુત્ર—ઉદ્દાલક નામે રૂષિ થયા. (તે ઉદ્દા

લક રૂષિ તેજ વાજશ્રવસ) તે કેવા–મુક્તિ ફળની ઇચ્છા રાખવાવાળા, એટલે સંસારના આધિ, વ્યાધિ, ઉપાધિ, સર્વથી છુટા થઈને જનમ મરણને જીતવાની ઇચ્છા કરતાઃ એવા જે ઉદ્દાલક રૂષિ તે પોતાના સર્વ ધનનું દાન કરવા લાગ્યા. એટલે સર્વ મેધ નામે યજ્ઞ કરવા લાગ્યા. (એ યજ્ઞ જ્યારે કોઇ પુરૂષ સંન્યાસ ધારણ કરે ત્યારે કરવામાં આવે છે. જેટલું હોય તેટલું સુપાત્રને દાનમાં આપી દીધાથી તે પુરૂષનું કોઇ પણ વસ્તુમાં વલગણ રહેતું નથી. ફલાણી વસ્તુ મારી છે એવું તેને રહેવું નહિં જોઇયે.) એવા જે ઉદ્દાલક રૂષિ તેમને પ્રસિધ્ધ નચિકેતા નામે પુત્ર હતો.

[એ યજ્ઞ કરતી વખતે જો પુત્ર હોય તો પોતાના ધનમાંથી રીતસર–પટારત તેને પણ ભાગ આપવો જોઈયે. રૂષિના ધનમાં મુખ્યત્વે કરીને ગાય વિશેષ હોય છે.]

**त ँ ह कुमार ँ सन्तं दाक्षिणासु नीयमानासु श्रध्दा ऽऽविवेश सोऽ मन्यत २ ॥**

તે નચિકેતા કુમાર હતો એટલે જેને યુવા અવસ્થા પ્રાપ્ત થઇ નોતી અને બાળક હતો, તેને, જે વેળાએ સુપાત્રો–યજ્ઞ કરાવવાવાળાઓને આપવા સારૂ દક્ષિણા આગળ આણી, તે વેળાએ, આસ્તિકતા રૂપ બુધ્ધિ થઇ, તેને વિશે શ્રધ્ધા પેઠી, અને તે એમ વિચાર કરવા લાગ્યો.

[જ્યારે ગાયોના બે ભાગ કીધા, અને એક ભાગ નિચકેતાને માટે રાખ્યો અને બીજો ભાગ યજ્ઞ કરાવનારાઓને માટે કહાડયો ત્યારે જે ગાય દક્ષિણામાં આપવાની હતી તેને આપવા માટે ત્યાં આણી ત્યારે નચિ

કેતાનાં મનમાં તે બાળક હતો તે છતાં શ્રધ્ધા ઉત્પન્ન થઈ અને તે એમ વિચારવા લાગ્યો. શું વિચારવા લાગ્યો તે હવે કહે છે.]

**पीतोदका जग्ध तृणा दुग्ध दोहा निरिंद्रियाः। अनन्दा नाम ते लोकास्ता- स गच्छति ता ददत् ॥ ३**

જેઓએ જળપાન કરી લીધું છે, ઘાસ ખાઇ લીધું છે, દુધ આપી ચુકી છે, (એટલે પાણી પીવામાં અને ઘાસ ખાવામાં હવે જેની શક્તિ રહી નથી અને દુધ પણ આપીને પરવારેલી છે.) જેઓની ઈંદ્રીઓ નરમ પડી ગઇ છે, (એટલે જેનામાં વિઆવવાની હવે શક્તિ રહી નથી,) એવી ગાય જે દાક્ષણામાં આપે છે તે સુખ ભોગનું જ્યાં સાધન નથી ત્યાં (એટલે નરકાદિ નામથી પ્રસિદ્ધ લોકને વિશે) જાય છે.

[મતલબ– સારી ગાયો નચિકેતાને માટે રાખેલી અને છેક નિર્બળ, નહિ ઉપયોગમાં આવે એવી ગાય દાનમાં આપવા કહાડેલી. દાન જેને આપવામાં આવે તેને સુખ મળે એવી વસ્તુ દાનમાં જો આપવામાં આવે તો દાન આપનારને સુખ મળે, પણ જો લેનારને તે વસ્તુ દુખરૂપ પીડાકારી થઇ પડે એવી હોય તો દાન આપનાર દુખને પાત્ર થાય છે. આ વિચાર નચિકેતાનાં મનમાં આવ્યો અને તેથી તેને લાગ્યું કે એ સારી ગાય મારે માટે રાખી અને નબળી દાન કરવા સારૂ કહાડી એથી મારા પિતાને સારૂં થશે નહિં.]

**स होवाच पितरं तत कस्मै मां दास्यसीति। द्वितीयं तृतीयं होवाच मृत्यवे त्वा ददामीति ॥ ४ ॥**

તે (નચિકેતા) પોતાના બાપને કહેતો હવો કે ત્યારે મને કોને (કયા બ્રાહ્મણને) આપશો? બીજીવાર એમ

**કહ્યું, ત્રીજીવાર એમ કહ્યું, (ત્યારે તેના પિતાએ કહ્યું કે) તને મૃત્યુને (એટલે યમને) આપું છું.**

[મતલબ એ છે કે નચિકેતાએ વિચાર્યું કે મારા પિતાને આવું કર્મ કરતાં અટકાવવા જોઇયે કેમકે તેનું ફળ સારૂં નથી. પુત્ર એટલે નરકથી પિતાનું રક્ષણ કરે તે. જે એ પ્રમાણે પિતાને દુઃખમાંથી બચાવે નહિં તે પુત્ર નહિં કેહવાય. માટે મને કોને આપશો એમ નચિકેતાએ કહયું. મને પણ આપી દેતો આ સારી ગાય પણ આપી દેવાય, અને પુત્રનુ મોટામાં મોટું દાન કરીને આ યજ્ઞ પરિપૂર્ણ કરે તો સહુથી સારૂં એમ વિચારી તે બોલ્યો, પણ એ બાળક બુદ્ધિનો—નાદાન છે એમ જાણી તેના પિતાએ જવાબ નહિં દીધો, પણ પછી બીજીવાર અને ત્રીજીવાર જ્યારે નચિકેતા એ પ્રમાણે બોલ્યો ત્યારે તેમણે જાણ્યું કે એ કેવળ બાળક નથી અને તેથી ક્રોધ કરીને કહયું કે તને મૃત્યુને આપું છું. એમ કહેવામાં તેનો—રૂષિનો હેતુ એવો નોતો કે તારૂં મરણ થાય, એવું હું ખરેખરૂં કરવા માગું છુ કેમકે નચિકેતા છેક નાનો હતો તેથી તે કઇ પણ શિક્ષાને લાયક નોતો, કદાચ તેનો કંઇ અપરાધ હતો તો તે એવો નોતો કે જેને માટે મરણ જેવી ભારે શિક્ષા ઘટે. વળી મરણ કોને કહે છે ? પ્રાણનું શરીરથી જુદા પડવું તેને મરણ કહે છે, અને તેમાં તો આ ભૌતિક શરીર તો અહીં પૃથ્વી ઊપર રહીને પંચ મહાભુતમાં મળી જાય છે, અને નચિકેતા નામ કંઇ એકલા આત્માનું નોતું, અને તેથી જ કેવળ આત્માને કંઇ મૃત્યુ—યમને અપાય નહિં; કેમકે આત્મા પુંરૂષ નથી. તેમ સ્ત્રી પણ નથી. વળી પોતાના સંતાન ઊપર જે હેત હોય છે તે બીજા ઊપર નથી હોતું, તેથી સાધારણ માણસ પણ પોતાના છોકરાને મૃત્યુને આપવા માગે નહિ તો એ રૂષિ જેવા સમજુક વિવેક બુધ્ધિવાળાનું વિરૂધ્ધ આચરણ કેમજ હોય ? પણ છોકરાંને ધમકાવવાને માટે ઘણીવાર કંઇ ભય બતાવવો પડે છે તેમ આ વેળા ભય બતાવવા રૂષિજીના મુખમાંથી એ વચન નીકળી ગયલું છે.

**बहू नामेमि प्रथमो बहू नामेमि म ध्यगः ॥ किं स्वि द्यमस्य कर्त्तव्यं, यन्मयाद्य करिष्यति ॥ ५ ॥**

(પિતાનું વચન સાંભળી નચિકેતા મનમાં કહે છે.)

બહુ (શિષ્યોમાં) હું મુખ્ય અથવા ઉત્તમ થયલો છું, અને બહુ (બાળકોમાં) મધ્યમ થયલો છું, યમને એવું શું પ્રયોજન–કામ પડયું છે કે જે તે મારાથી આજ કરશે.

[મતલબ એ છે કે પોતાના પિતાનું વચન સાંભળીને નચિકેતાને ચિંતા થઈ–તે પોતાને યમને આપે છે તેને માટે નહિ પણ પોતાના પિતાનેમાટે, કેમકે તેણે વિચાર્યું કે પિતાનોમારાઊપર અત્યંતસ્નેહ છેઅને તેથી મારા વગર તેમને દુઃખ થશે, પિતાએ ક્રોધના આવેશમાં કહયું તો ખરૂં પણહવે શોકાતુર દેખાયછે, કહયું તે કહયું,નીકળેલું વચન પાછું ફરી શકતું નથી. યમને ત્યાં જવાનું તેને દુઃખ ન હતું, કેમકેમોડું વહેલું તો સહુનેજ ત્યાં જવાનું છે, અને નચિકેતા તો પોતાના પિતાની આજ્ઞા પાળવા જવાનો હતો તેથી તેનું તો ઊલટું કલ્યાણ થતું હતું. જે પુત્ર અથવા શિષ્ય પિતાની કે ગુરૂની શી ઈચ્છા છે તે પોતાની મેળે સમજીને તે પ્રમાણે સેવા કરે તે પુત્ર અથવા શિષ્ય ઊત્તમ પંકિતનો છે, પિતા અથવા ગુરૂની આજ્ઞા થાય તે પ્રમાણે કરીને જે સેવા કરે છે તે મધ્યમ પંકિતનો છે. અને જે પિતા અથવા ગુરૂની આજ્ઞા પાળતો નથી તે અધમ છે. માટે નચિકેતાએ વિચાર્યું કે પિતાના વચનને નહિ પાળવાથી હું અધમ ભાવને પ્રાપ્ત થઇશ અને તે વચન પ્રમાણે ચાલવાથી પિતાજીનું વચન પળશે અને તેમનું બોલવુ મિથ્યા–ફોગટ નહિ થાય એ મોટો લાભ છે.]

**अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथा परे । सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः ॥ ६ ॥**

(પોતાના બાપને શોકાતુર જોઇને નચિકેતા કહે છે). પહેલાં કેવા કેવા થઇ ગયા છે તે આપ જુઓ, હાલ પણ કેવા છે તે જુઓ, ધાન્યના છોડની પેઠે મનુષ્ય જીર્ણ–વૃ

ષ્ઠ થઈ જાય છે, અને ધાન્યના છોડની પેઠે ફરીથી ઉત્પન્ન થાય છે.

નચિકેતા પોતાના પિતાને શોકમાં ડુબેલા જોઈને કહે છે કે આપના સરખા ધર્મના જાણવાવાળા મહાપુરૂષે આ પ્રમાણે શોક કરવો ઘટતો નથી. આપણા ઘરડા વરડાઓનો વિચાર કરો, તેઓનું વચન કોઇ પણ દિવસ મિથ્યા થતું નોતુ, તેઓ મિથ્યા ભાષણ કરનારા નોતા. તેમજ હાલમાં પણ જે જે મોટા પુરૂષો જગત્માં છે તેને જુઓ; કોઈનું પણ મિથ્યા ભાષણ થયું નથી. એવા જે સાધુ–સારા પુરૂષો થયા અને છે તેઓના આચરણને આપે સ્વિકારવું જોઈયે–તેઓની રીત પ્રમાણે ચાલવું જોઈયે–જેનું બોલવું ફોગટ જાય તે કેવો મનુષ્ય હોય? અસાધુ–નઠારો. પોતાનું વચન છોડી દઇને કોઇપણ મનુષ્ય અમર થતો નથી. જન્મ, મરણ એ મનુષ્યનો ધર્મ છે. ખેતરમાં ધાન્યના છોડ થાય છે, પાકે છે, અને મરી જાય છે, અને ફરી પાછા થાય છે, તેમજ માણસ જન્મે છે, વૃધ્ધ થાય છે, મરે છે અને ફરીથી જન્મે છે. આ શરીર નાશવંત છે–હંમેશ રહેતું નથી, ફરી ફરી પેદા થાય છે અને ફરી ફરીને નાશ પામે છે. એવા શરીરને માટે પોતાનું બોલેલું કદાપિ ફોગટ જવા દેવું નહિ જોઈએ, માટે મને મૃત્યુની પાસે મોકલો અને આપનું સત્ય પાળો. શરીર નાશવત છે એમ કહીને એવું સુચવ્યું કે એવા ક્ષણભંગુર શરીરના ઉપર મમતા રાખવી ઘટારત નથી, માટે મારા ઊપરનો જે આપનો સ્નેહ છે તેનો ત્યાગ કરો અને મને મૃત્યુ એટલે યમની પાસે મોકલો.

**वैश्वानरः प्रविशत्य तिथि र्ब्राह्मणो गृहान्। तस्यैतां शान्तिं कुर्वन्ति हर वैवस्वतोदकम् ॥ ७ ॥**

(એ પ્રમાણે નચિકેતાનું કહેવું સાંભળીને તેને ઋષિએ યમને ઘેર મોકલ્યો. યમ ઘેર નહુતા. નચિકેતા યમને ઘેર ત્રણ દિવસ પડી રહ્યા અને લાંઘણ કરી. પછી યમ આવ્યા ત્યારે તેને–યમને તેનાં ઘરનાં માણસો–સ્ત્રી વગેરે કહે છે.) જાણે

અગ્નિ પોતેજ હોયની તેવો અભ્યાગત બ્રાહ્મણ ઘરમાં આવેલો છે. તેની શાંતિ એટલે તેનો સત્કાર કરવો જોઇયે. હે વૈવસ્વત, જળ લાવો.

જ્યારે નચિકેતા યમને ઘેર આવ્યો ત્યારે યમ ઘેર નોતા. તે શરીરને ત્યાગ કરીને, અથવા મરી જઈને આવ્યો નોતો. પોતાનું જે શરીર હતું તે શરીર સહિત યમને ઘેર આવ્યો, આ પ્રમાણે કેમ થયું? તેના પિતાની ભકિતનું બળ ઘણું હતું, અને એનું પોતાનું શુધ્ધ અંતઃકરણ, અને એનું પોતાનું જે તપ, એ સઘળાને લીધે એ પ્રમાણે થયુ. યમરાજ ઘેર ન હતા તેથી નચિકેતાએ અન્ન કે પાણી કંઈ લીધુંનહિ, કેમકે તેના મનમાં તો એમ હતું કે યમ મને ગ્રહણ કરી લે કે મારા પિતાનું વચન સત્ય થાય. પણ યમ સર્વજ્ઞ–સઘળું જાણનાર છે, તેથી તેને પહેલાંથી ખબર હતી કે આ પ્રમાણે થશે, તેથી નચિકેતાની પરીક્ષા કરવા સારૂ તે બહાર ગયા અને ત્રણ દિવસ સુધી આવ્યા નહિ. તેનાં માણસોએ નચિકેતાનો સત્કાર કરવા માંડેલો–તેને ભોજન વગેરે આપવા માડેલું, પણ નચિકેતાએ તે લીધેલું નહિ. વળી નચિકેતાએ એમ પણ વિચાર કીધો કે મને મારા પિતાએ યમની પાસે મોકલ્યો છે, ને તે ઘેર નથી, તો તે જ્યારે ઘેર આવે અને તેને હું મળું અને તેને જે કંઈ કરવું હોય તે મારા સંબંધમાં કરે, ત્યાં સુધી મારાથી અન્ન કે પાણી લેવાય નહિ. જ્યારે યમ આવ્યા ત્યારે તેમનાં ઘરનાં માણસોએ નચિકેતા આવ્યાની વાત કહી. યમને વૈવસ્વત પણ કહે છે. અગ્નિના જેવો કહયું તેની મતલબ એ છે, કે અગ્નિના સરખું જેનાં મુખ ઊપર તેજ છે અને અગ્નિની પેઠે પૂજવા અથવા સત્કારને યોગ્ય છે. અગ્નિને જેમ શાંત કરવો જોઈયે તેમ અતિથિ અથવા અભ્યાગતને પણ શાંત કરવાની ફરજ છે. આસન, સ્થાન, જળ અને મધુર વાણીથી સત્કાર કરવો એવું શાસ્ત્રનું વચન છે. તેથી નચિકેતાના પગ ધોવાને માટે પાણી મંગાવ્યું.

**आशा प्रतीक्षे सङ्गतꣳ सूनृताञ्चेष्टापूर्ते पुत्र पशूꣳश्च सर्वान्। एतद्वृङ्क्ते पुरुषस्याल्प मेधसो य स्यानश्नन् वसति ब्राह्मणो गृहे ॥ ८ ॥**

જેના ઘરમાં ભોજન લીધા વગર બ્રાહ્મણ અભ્યાગત રહે છે તે મૂર્ખ, બુદ્ધિ હીણ માણસ આશા (એટલે જે વસ્તુની પ્રાપ્તિ નક્કી નથી તેની ઇચ્છા.) પ્રતિક્ષા (એટલે જે વસ્તુની પ્રાપ્તિ નકકી છે તેની ઇચ્છા,) તત્સંગથી થતું ફળ, સુખ કરવાવાળી વાણી, યજ્ઞથી ઇચ્છિત ફળ, વાવ, કુવા, સરોવર, બાગબગીચા, અનાથગૃહ, ઇત્યાદિક, ધાર્મિક દયાના કર્મનું ફળ, પુત્ર, પશુ, સર્વ વસ્તુ ખોય છે—એટલે એ સઘળાનો તેને નાશ થાય છે.)

અતિથિને સત્કાર નહિ થાય તો આટલા બધાનો નાશ થાય છે, માટે તેનો હંમેશ સત્કાર કરવો એમ સૂચવે છે.

**तिस्रो रात्रीर्यदवात्सी गृहे मे ऽनश्नन्ब्रह्मन्नातिथि र्नमस्यः। नमस्ते ऽस्तुब्रह्मन्स्वस्तिमेऽस्तुतस्मात्प्रति त्रीन् वरान् वृणीष्व ॥ ९ ॥**

(યમરાજ નચિકેતા પાસે જઇને કહે છે,) હે બ્રાહ્મણ, તું નમસ્કાર કરવાને યોગ્ય, મારે ઘેર અતિથિ (જેને આવવાનો દિવસ નકકી નથી તે) થઇને ત્રણ રાત ભોજન વિના રહ્યો, તને મારા નમસ્કાર છે, તારી કૃપાથી મારૂં કલ્યાણ થાઓ, હે બ્રાહ્મણ, તેટલા માટે (તું ત્રણ રાત ભોજન વિના રહયો તેટલા માટે) ત્રણ વર માગ.

**शान्त संकल्पः सुमना यथा स्याद्वीत मन्यु र्गौतमो माभि मृत्यो । त्वत्प्रसृष्टं माभिवदेत्प्रतीत एतत् त्रयाणां प्रथमं वरं वृणे ॥ १० ॥**

(નચિકેતા કહે છે) હે મૃત્યુ, ગૌતમવંશી મારા પિતાના મનના સંકલ્પ શાંત થાય, તેમનું ચિત્ત પ્રસન્ન થાય, તે ક્રોધ રહિત થાય, અને આપનો મોકલેલો હું તેમની પાસે જાઉં તો મને ઓળખે અને મારી સાથે બોલે–એ પ્રમાણેનો, ત્રણમાંથી પહેલો વર હું માગું છું.

નચિકેતાએ આ વર માગવામાં કેટલી બધી બુદ્ધિ વાપરી છે તે જેવાનું છે. મૃત્યુ લોકમાં ગયલો તે પાછો પોતાને ઘેર જાય, અને તેના જવાથી તેનો બાપ નારાજી નહિ થતાં ખુશી થાય, મૃત્યુ લોકમાં ગયલો મનુષ્ય પાછો આવતો નથી તેથી તેના બાપને કંઇ શક જાય કે આ નચિકેતા હશે કે નહિ, તે શક નહિ જાય, બાપ તેની સાથે પહેલાંની પેઠે સ્નેહથી વરતે, કેમ દીકરા તું સારો તો છે એવું પુછે. એ સઘળુ બુદ્ધિ બળ બતાવે છે.

**यथा पुरस्ताद् भविता प्रतीत औद्दालकिरारुणिर्मत्प्रसृष्टः । सुखꣳ रात्रीः शयिता वीतमन्युस्त्वां ददृशिवान् मृत्यु मुखात्प्रमुक्तम् ॥ ११ ॥**

(યમરાજ કહે છે) તારા પિતા આરૂણિ અને ઉદ્દાલક, પહેલાં તારે વિશે જેવું હેત રાખતા હતા તેવાજ હેતવાળા, મારા મોકલેલા સંદેશાથી, થશે અને તને મારા મ્હોડામાંથી બચેલો જોઇને તને ઓળખશે, ને રાત્રિએ સુખેથી સુશે અને ક્રોધ રહિત થઇ જશે.

જ્યારે માતા પિતાને પુત્રનો વિયોગ થાય છે, તારે પુત્રનો ફરી મેલાપ થશે કે નહિ એ ચિંતા થાય છે, પણ ઋષિને તો ખાત્રી હતી કે મારો પુત્ર મારૂં વચન સત્ય કરવા ગયો છે અને તે મૃત્યુની પાસે ગયો-છે એટલે પાછો ફરવાનો નથી, તેથી નચિકેતા જ્યારે પાછો જાય ત્યારે તેને [ ઋષિને ] મનમાં સંશય ઉત્પન્ન થાય કે આ મારો પુત્ર હશે કે કેમ; તેને માટે યમ કહે છે કે મેં સંદેશો મોકલેલો છે એટલે ઋષિને સંશય રહેશે નહિ. ઋષિનું બીજું નામ આરૂણિ હતું, તેનો અર્થ એ છે કે અરૂણ ઋષિનો પુત્ર. તેને ઉદ્દાલક પણ કહેતા હતા.

**स्वर्गे लोके भयं किञ्च नास्ति न तत्र त्वं न जरया बिभेति । उभे तीर्त्वा ऽ शनाया पिपासे शोकातिगो मोदते स्वर्ग लोके ॥ १२ ॥**

(નચિકેતા કહે છે) સ્વર્ગ લોકને વિશે કિંચિત્ માત્ર પણ ભય નથી; ત્યાં તું નથી, ઘડપણ--વૃદ્ધાવસ્થાનો ત્યાં ભય નથી, ભુખ અને તરસ બન્નેને તરીને, શોકથી છુટા થઇને, મનુષ્ય, સ્વર્ગને વિશે આનંદ કરે છે.

નચિકેતા હવે બીજો વર માગે છે. સ્વર્ગમાં કેવું છે તે અહિં કહ્યું છે. સ્વર્ગ કેવળ સુખનું ધામ છે, અને તે યજ્ઞ આદિ વેદમાં કહેલા કર્મથી મનુષ્યને પ્રાપ્ત થાય છે. ત્યાં તો કોઈ પણ જાતનો ભય નથી. રોગ વગેરે કેશા તરફથી ભય નથી. ઉમ્મર વધતાં ઘડપણ આવી માણસ નિર્બળ થાય છે તેવું ત્યાં નથી. ત્યાં ઘડપણ છેજ નહિ. યમનો પણ ત્યાં ભય નથી, તેમજ ત્યાં ભૂખ તરસની પણ પીડા નથી, એટલે ભૂખ તરસ ત્યાં લાગતાં નથી, અને શોક પણ ત્યાં છેજ નહિ. ત્યાં કેવળ આનંદનીજ અવસ્થા છે. સુખનાં તમામ સાધન ત્યાં છે, અને તે સુખનો અનુભવ કરવો એજ સ્વર્ગની બલિહારી છે.

**स समग्निᳬ स्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहितᳬ श्रद्दधानाय मह्यम्। स्वर्ग लोका अमृतत्वं भजन्त एतद्द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥**

હે મૃત્યુ, સ્વર્ગની પ્રાપ્તિનો જે અગ્નિ છે, તે શું છે, તે હું જે આસ્થાવાળો છું તેને કહો, સ્વર્ગના લોક દેવ ભાવને અથવા અમર સ્થિતિને ભોગવે છે. આ હું બીજું વરદાન માગું છું.

નચિકેતા બીજું વરદાન માગે છે. અગ્નિ વિદ્યા શું છે તે જાણવાને માગે છે. સ્વર્ગની પ્રાપ્તિ અગ્નિ હોત્રાદિક કર્મથી થાય છે. માટે યજ્ઞનો વિધાન પુછે છે. સ્વર્ગની પ્રાપ્તિ એ સત્કર્મનું ફળ છે. સ્વર્ગ મળવાથી મોક્ષ થતો નથી. સ્વર્ગમાં વસનારા દેવતા છે, તેમને અમર પણ કહે છે. અમરપણું ત્યાં છે. પણ અમરપણું એવું નહિ સમજવુ કે કોઈ પણ સમયે તેનો નાશ નથી. તેઓ-સ્વર્ગમાં વસનારા ઘણો કાળ જીવે છે, પણ અમુક વખતે તેમના જીવનનો પણ અંત આવે છે. આ પૃથ્વીના સંબંધમાં જોતાં તેઓ અમર કહેવાય. પહેલું વરદાન સંસાર સંબંધમાં માગ્યું; તેમાં-સંસારમાં મુખ્ય જે પિતાની સેવા અને તેમની પ્રસન્નતા એ માગી એટલે મૃત્યુ લોકના સંબંધનું એ વરદાન છે. આ બીજું વરદાન સ્વર્ગ લોકના સંબંધનું છે, અને તેમાં જન્માંતરનું હિત રહેલું છે. સ્વર્ગ લોક ઊત્તમ મનાય છે માટે તે લોકની પ્રાપ્તિ કેમ થાય એ જાણવું અગત્યનું છે. આ ઊપરથી નચિકેતા બાળક છતાં કેટલો બુદ્ધિવાળો છે તે જણાય છે. વળી આવી વાત કોને કહેવી જોઈએ, તે પણ જણાય છે. છુપી વાતો જાણવાને અધિકારી છે કે નહિ તે જોવું જોઈએ, જે કોઈ પુછે તેને તે કહેવાની નથી માટે નચિકેતાએ કહ્યું કે હું શ્રદ્ધાવાળો-આસ્તિક છું અને તેથી મને કહેવામાં કંઈ અડચણ નથી એમ તેણે સૂચવ્યું.

प्र ते ब्रवीमि तदु मे निबोध स्वर्ग्यमग्निं नचिकेतः प्रजानन्। अनन्त लोकाप्तिमथो प्रतिष्ठां विद्धि त्वमेतन्निहितं गुहायाम्॥ १४॥

(યમ કહે છે) હે નચિકેત, એ સ્વર્ગ સાધન અગ્નિ વિશે, તેને જાણનારો હું, તને કહું છું, તે તું સાવધાન થઇ સાંભળ. એ અનંતલોક–અનંત સૃષ્ટિનું દર્શણ કરાવવાળો, સર્વલોકની સ્થિતિનું કારણ અથવા સાધન છે અને બુદ્ધિ રૂપી ગુફામાં રહેલો છે, એમ તું જાણી લે.

અગ્નિનું વર્ણન કરે છે એ અગ્નિ અનંત લોકમાં વિસ્તાર પામેલો છે અને તેથી તે વિરાટ રૂપ છે, સર્વ લોકની સ્થિતિનું કારણ છે, એટલે એ વડે સર્વ સૃષ્ટિની ઊત્પત્તિ છે અને સ્થિતિ છે, સઘળી વસ્તુઓમાં તે પ્રકાશે છે. સૂર્ય રૂપે તે સઘળે વ્યાપક છે, સઘળા કર્મમાં વાસના રૂપ બુદ્ધિમાં તે પ્રકાશે છે. શરીરમાં જઠરાગ્નિ રૂપથી રહેલો છે. એ અગ્નિનું આશાધન યજ્ઞાદિક કર્મમાં કરીને સ્વર્ગ પમાય છે.

लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा। स चापि तत्प्रत्यवदद्यथोक्तमथास्य मृत्युः पुनरेवाह तुष्ट ॥ १५

યમરાજે નચિકેતાને સર્વ લોક અથવા સૃષ્ટિનુ મુળ કારણ જે અગ્નિ તેનું તથા યજ્ઞમાં વેદીમાં ચણવાની ઈંટનું, તે કેટલી જોઇએ અને કેવી રીતે મુકવી જોઇયે, એ સઘળાનું વ્યાખ્યાન કહી બતાવ્યું. જે ક્રમથી યમરાજે કહ્યું તેજ ક્રમથી નચિકેતા સઘળું બોલી ગયો. યમરાજ તેથી વધારે પ્રસન્ન થઇને ફરીથી બોલ્યા.

વિરાટ રૂપ જે અગ્નિ કહ્યો તે આખા જગતનો આધાર છે તેમજ એ જ અગ્નિ વડે દૃષ્ટિથી જોઈ શકાય છે, એટલે જોવાનું કારણ પણ તેજ છે. સૃષ્ટિના આરંભમાં સહુથી પહેલાં પ્રકાશરૂપ અગ્નિની ઉત્પત્તિ છે. અગ્નિહોત્ર વગેરે યજ્ઞમાં કેવી રીતે વેદી ચણવી, કેવી રીતે યજ્ઞ કરવો અને તેનું શું ફળ થાય તે સઘળું યમરાજે નચિકેતાને સમજાવ્યું. નચિકેતા તેજ પ્રમાણે ફરીથી જ્યારે બોલી ગયો ત્યારે યમરાજ તેની તિવ્ર બુદ્ધિ જોઈને અતિ પ્રસન્ન થઈ બીજું એક વિશેષ વરદાન આપે છે. એ જે અગ્નિ કહ્યો તે સાધારણ વસ્દેવ સળગાવીએ છીએ તે નથી, તે તો અગ્નિનું ઊતરતામાં ઊતરતું રૂપ છે, જેનુ આવાહન કરવાનું છે તે મૂળ પ્રકાશમાન થયલા અગ્નિનું કરવાનું છે.

**तमब्रवीत्प्रीयमाणो महात्मा वरन्तवेहाद्य ददामि भूयः तवैव नाम्ना भवितायमग्निः सृङ्कां चेमामनेकरूपां गृहाण ॥ १६ ॥**

પ્રસન્ન થયલા મહાત્મા (યમરાજે) તેને (નચિકેતાને) કહ્યું કે તને ફરીથી હું બીજું આ વરદાન આપું છું કે એ અગ્નિ તારાજ નામથી પ્રસિદ્ધ થશે, આ ચિત્ર વિચિત્ર માળા તું લે.

શિષ્યની યોગ્યતા જોઈને યમરાજ પ્રસન્ન થયા, અને તેથી તેને બીજું વરદાન વિશેષ આપ્યું, તે એવું કે જે અગ્નિનું વિધાન નચિકેતાને સમજાવ્યું હતું તે અગ્નિ નચિકેતાના નામથી ઓળખાશે. મહાત્મા--મોટા પુરૂષનું લક્ષણ એ છે કે શિષ્યની સારી–ઉંચી બુદ્ધિ જોઈને તે રાજી થાય છે. વળી માળા આપી તે સારૂં ભવિષ્ય સૂચવવાનું ચિન્હ છે. ચિત્ર વિચિત્ર માળા-જુદા જુદા રંગના મણિ જેમાં ઝળકી રહ્યાં છે તે.

**त्रिणाचिकेतस्त्रिभिरेत्य सन्धिं त्रिकर्मकृत्तरति जन्म**

मृत्यू। ब्रह्मजज्ञन्देव मीड्यं विदित्वानिचाय्ये माꣳ शा
न्तिमत्यन्तमेति ॥ १७ ॥

એ નાચિકેત નામના અગ્નિનું ત્રણ વાર આવાહન કરી
ને, ત્રણ સાધને પ્રાપ્ત કરીને એટલે મેળવીને, ત્રણ પ્રકાર
નાં કર્મ જે કરે છે તે જન્મ મરણને ઓળંગી જાય છે. તેને
બ્રહ્મ એટલે હિરણ્ય ગર્ભથી ઉત્પન્ન થયલો જાણે છે, પ્રકાશ
માન છે અને સ્તુતિ કરવાને યોગ્ય છે, તેને શાસ્ત્રથી જાણીને
(અથવા આત્મ ભાવથી દેખીને) અત્યંત શાંતિને પામે છે.

નાચિકેત નામનો જે અગ્નિ કહ્યો તેનું બ્રહ્મચર્ય આદી ત્રણ આશ્રમમાં આવાહન કરવાનું છે. ત્રણ સંધિને મેળવીને કહ્યું છે, તે માતા, પિતા તથા ગુરૂની શિક્ષા અથવા આજ્ઞા છે, અથવા વેદ, સ્મૃતિ અને શિષ્ટ પુરૂષ એ ત્રણનો સંબંધ પ્રાપ્ત કરીને, અથવા પ્રત્યક્ષ, અનુમાન, અને શાસ્ત્ર એ ત્રણ પ્રમાણનો: સંબંધ લઈને, સમજવાનું છે, જે ત્રણ કર્મ કહ્યાં તે યજ્ઞ, અધ્યયન અને દાન છે. ગ્રહસ્થ, વાન પ્રસ્થ અને સન્યાસ એ ત્રણ આશ્રમનાં જે કર્મ છે તેનો પણ સમાસ થાય છે. કર્મ કરવાથી અંતઃ કરણની શુધ્ધિ થાય છે, અને તે થવા પછી ફળની ઈચ્છાનો ત્યાગ થતાં મોક્ષ પમાય છે. એ અગ્નિ વિરાટ રૂપ કહ્યો છે તો તે વિરાટરૂપનો અનુભવ જો થાય તો શાંતિપદ પમાય એમાં સંશય જેવું નથી-કર્મ, ઊપાસના અને જ્ઞાન એ ત્રણમાં જ્ઞાન વિના મોક્ષ નથી એમ કહેવાય છે. કર્મ પણ નિષ્કામ થાય તો તેનું છેવટ પરિણામ જ્ઞાનજ છે અને તેથી એવાં કર્મથી મોક્ષની પ્રાપ્તિ છે.

त्रिणाचिकेत स्त्रयमेतद्विदित्वा य एवं विद्वाꣳश्चिनुते
नाचिकेतम् । स मृत्युपाशान् पुरतः प्रणोद्य शोकाति
गो मोदते स्वर्ग लोके ॥१८ ॥

નાચિકેત અગ્નિને જાણુનારો ઉપર જે ત્રણ રીત બતાવી તે રીતે અગ્નિને સમાપ્ત કરે છે તે વિદ્વાન, પહેલાંથી મરણના પાશમાંથી છુટો થઇને પ્રાણ છોડે છે અને શોક રહિત થઇને સ્વર્ગ લોકમાં આનંદ પામે છે.

ઉપર બતાવ્યું છે કે ત્રણ અવસ્થામાં અગ્નિને કેવી રીતે કરવો અને કેટલીવાર કરવો, વેદીમાં કેટલી ઈંટ મુકવી, અને તે કેવી કરવી, માત પિતા તથા ગુરૂની આજ્ઞા લેવી વગેરે, એ સઘળું જે જાણનાર છે તે બરાબર રીતે અગ્નિ હોત્રાદિ યજ્ઞ કરે છે તો તેનું ફળ તે એકઠું કરી મુકે છે, અને મરણના પાશ એટલે રાગ દ્વેષ ઇત્યાદિ જે બંધનો છે તેને તે છોડી દે છે, તે બંધનથી તે શરીર પડતાં પહેલાં મુકત થાય છે; અને અગ્નિ વિરાટ સ્વરૂપ છે એમ કહ્યું છે તેનો તેને અનુભવ થાય છે તેથી આત્મ સ્વરૂપના પણ તેને દર્શણ થાય છે અંને તેથી તેને કોઈપણ જાતનો શોક મરવા પછી રહેતો નથી અને તેને સ્વર્ગમાં આનંદ મળે છે.

**एष ते ऽग्नि र्नचिकेतः स्वर्ग्यो यमवृणीथा द्वितीयेन वरेण । एतमग्निन्तवैव प्रवक्ष्यन्ति जनास स्तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥ १९ ॥**

હે નચિકેતા, તેં બિજા વરદાનમાં જે અગ્નિને વિશે માગ્યું, તે સ્વર્ગના સાધનરૂપ અગ્નિનું મેં તને કહ્યું. એ અગ્નિ તારા નામથી લોકોમાં કહેવાશે, હવે નચિકેત ત્રીજું વરદાન તું માગ.

**येयं प्रेते विचिकित्सा मनुष्ये ऽस्तीत्येके नायमस्तीतिचैके । एतद्विद्यामनुशिष्ट स्त्वयाहं वराणामेष वर स्तृतीयः ॥ २० ॥**

મનુષ્યના મરી ગયા પછી કેટલા કહે છે કે આત્મા છે અને કેટલાક કહે છે કે નથી, તો એ વિશે મને સંશય છે, તેથી આપથી ઉપદેશ પામીને હું એ જાણું એવું, વરદાનો માં ત્રીજું વરદાન માંગું છું.

આ પ્રશ્ન ઘણોજ અગત્યનો છે. માણસ મરી ગયો એટલે શું, શરીરનો નાશ થાય છે એટલે બધુંજ નાશ થયું કે કંઈ ચૈતન્ય રહે છે. ચાર્વાકમતવાળા કહે છે કે માણસનું મૃત્યુ થયું કે તેનો આત્મા પણ મૃત્યુ પામે છે. અને કહે છે કે શરીરથી માથું કાપી નાખી જુદું પાડવામાં આવે છે ત્યારે લોહી નીકળતું જણાય છે, પણ આત્મા નીકળી જતો દેખાતો નથી. આત્મા શું છે, ? દેહ છે. ઈંદ્રી છે, મન છે, શું છે ? એ મોટો પ્રશ્ન છે. વેદને માનવાવાળા કહે છે કે આત્મા એ સરવેથી જુદો છે. ત્યારે આવા જુદા જુદા મત હોય ત્યાં સંશય ઉત્પન્ન થાય એ સ્વભાવિક છે. આ પ્રશ્નથી એવા જુદા જુદા મતોનું નાચિકેતને જાણપણું હતું એમ માલમ પડે છે. પહેલું વરદાન લૌકિક, બીજુ પરમાર્થ સંબંધી સ્વર્ગાદિક વિષયનું અને ત્રીજું આત્મજ્ઞાન સંબંધીનું છે. આત્મજ્ઞાનથીજ ખરો મોક્ષ છે અને તે મોક્ષ હું કોણ તે જાણ્યા વિના થતોજ નથી, માટે પ્રશ્ન ઉત્તમ છે.

देवैरत्रापि विचिकित्सितं पुरा नहि सुविज्ञेयमणुरेष धर्मः । अन्यंवरं नाचिकेतो वृणीष्व मामोपरोत्सी रतिमा सृजैनम् ॥ २१ ॥

(યમ કહે છે) પૂર્વે દેવતાઓને પણ એ વિશે સંશય થયો હતો, એ વિષય સહુને સુગમ અથવા સેહેલથી જણાય તેવો નથી, તે ધર્મ ઘણોજ સૂક્ષ્મ-બારીક છે હે નચિકેતા, બીજું વરદાન માગ, મારા ઉપર બહુ દબાણ નહિં કર, અને આ કઠિન માગણું છોડી દે.

આત્મજ્ઞાનનો નચિકેતા અધિકારી છે કે નહિં તે જાણવાને માટે યમરાજ આ પ્રમાણે કહે છે. દેવતાઓને પણ સંશય હતો એમ કહેવા માં એવો અર્થ રહેલો છે કે વિદ્યાથી પ્રકાશમાન તે દેવતા, એટલે એવાને પણ એ વાત સુલભ નહોતી. વળી આત્મજ્ઞાન થવાથી મોક્ષ થાય છે, અને બધા દેવતાઓને કંઈ મોક્ષ પ્રાપ્ત થતો નથી. કહે છે કે મનુષ્યાદેહ દેવ તાઓને પણ દુર્લભ છે. આનું કારણ એ છે કે મોક્ષનું સાધન દેહ છે, અને મનુષ્યને જેવી દેહ છે તેવી દેહ દેવતાઓને નથી. તેઓ મધ્યે કેટ લાક રૂપ ધારી છે અને કેટલાક અરૂપ છે, તેઓને માણસના જેવું મોક્ષ નું સાધન, શરીર નથી, અને તેથી તેઓને મનુષ્ય દેહ દુર્લભ કહી છે. યમે વરદાન આપવાનું વચન આપ્યું છે તો નચિકેત જે વરદાન માગે તે આપે નહિં ત્યાં સુધી નચિકેતના બંધનમાં છે. નચિકેતનો તે દેનદાર છે.મા ટે યમરાજ નચિકેતને કહે છે કે મારા ઊપર દબાણ નહિ કર અને આ દે નમાંથી મને છુટો થવા દે,

**देवैरत्रापि विचिकित्सतं किल त्वञ्च मृत्यो यन्न सुविज्ञे यमात्थ । वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो नान्यो वर स्य तुल्य एतस्य कश्चित् ॥ २२ ।**

(નચિકેતા કહે છે) હે મૃત્યુ, આ વિશે દેવતાઓને પણ સંશય થયો હતો અને એ વિષય સહુને સુગમ અથવા સ્હેલથી જણાય તેવો નથી એમ આપે કહ્યું તો એ વિશે ક હેવાવાળો અથવા ઉપદેશ કરવાવાળો આપના જેવો કયાં મળે—નહિં મળે, અને એ વરદાનના જેવું બીજું વરદાન પણ નહિંજ.

દેવતાઓ પણ આત્મજ્ઞાન ખોળે છે તેથી દેવતાઓને તે લાભકારી જણાયુ છે અને તેથી તેમાં અત્યંત સુખ આનંદ હોવાં જોઇયે એમ બ- તાવ્યું. વળી એથીજ એ સર્વોપરી છે એમ પણ બતાવ્યું. ત્યારે તેને છોડીને એટલે સારાંને છોડીને નસ્સુ કોણ માગે.

शतायुषः पुत्र पौत्रान् वृणीष्व बहून् पशून हस्ति हिर ण्यमश्वान् । भूमेर्महदायतनं वृणीष्व स्वयञ्च जीव शर दो यावदिच्छसि ॥ २३

(યમ રાજા કહે છે.)સો વર્ષના આવરદાવાળા છોકરા અને છોકરાના છોકરા માગ, ઘણાં પશુ, હાથી, સોનું, ઘોડા(માગ) પૃથ્વીનાં મોટાં મંડળ માગ (એટલે રાજ માગ,)અને જેટલી શરદ્ ૠતુ તારી ઇચ્છા હોય તેટલી શરદ્ ૠતું તું જીવ.

નચિકેતને ઘણી લાલચ બતાવે છે; અને તેના વૈરાગ્યની પરિક્ષા કરવાને એમ કરે છે. સંસારી સુખ કિયું છે, તે સૂચવ્યું છે. રાજ—માંડલિક રાજ પણ આપવાનું કહ્યું છે, સો વર્ષનું લાંબામાં લાંબુ આવરદા ગણાતું હતું એ પણ એમાંથી માલમ પડે છે. વળી શરદ ૠતુ નબળી છે તેથી તારી ઈચ્છામાં આવે તેટલી શરદ ૠતુ સુખભોગવ એમ કહી લાંબુઆવરદા પોતાને માટે માગવાની સૂચના કરી છે.

एतत्तुल्य यदि मन्यसे वरं वृणीष्व वित्तं चिरजीवि कां च । महाभूमौ नचिकेत स्त्व मेधिका मानान्त्वा काम भाजं करोमि ॥ २४ ॥

હે નચિકેતા, એના સરખુ બીજું તું માનતો હોય તો તે વરદાન માગ, વિત્ત એટલે સોનું, રત્ન, ઇત્યાદિ સુખસાધન, સદાય જીવવું એ માગ, ચક્રવર્તિ રાજ્ય માગ, તારી જેજે ઇચ્છા હોય તે સઘળીનો ભોકતા તને હું કરૂં.

ये ये कामा दुर्लभा मर्त्त्य लोके सर्व्वान् कामा छ इच्छ न्दतः प्रार्थयस्व । इमा रामाः सरथाः सतूर्य्या नहीदृशा

लभ्भनीया मनुष्यैः। आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नाचिकेतो मरणं माऽनुप्राक्षीः ॥२५॥

જે જે ઇચ્છા મનુષ્ય લોકમાં મળવી કઠિણ છે તે સઘળી તારા મનથી મંગાય તેમ માગ. રથ ઉપર બેઠેલી, જેની સાથે વાજીત્ર–વાજાં વાગી રહેલાં છે, પુરૂષને વિલાસથી રમાડનારી સ્ત્રીઓ–અપ્સરાઓ માગ. એના જેવી મનુષ્ય લોકમાં મળનારી નથી. મારી આપેલી એ સ્ત્રીઓ પાસે, હે નચિકેતા, સેવા કરાવ, અને મરણ સંબંધી નહિ પુછ.

श्वोभावा मर्त्यस्य यदन्तकैतत् सर्वेन्द्रियाणां जरयन्ति तेजः। अपि सर्वं जीवितमल्पमेव तवैव वाहास्तव नृत्य गीते ॥ २६ ॥

નચિકેતા કહે છે. હે મૃત્યુ, એ ભોગ હમણા છે અને પછી નથી. એ ભોગ માણુસની સર્વ ઇંદ્રિઓનું તેજ નાશ કરી નાંખે છે. બ્રહ્માનું આવરદા પણ ટુંકું છે. માટે તમારા રથાદિક તથા નાચ ગાયન તમારી પાસજ રહો.

જે જે ભોગ છે તે સઘળા નાશવંત છે, આજે છે અને કાલે નથી, તે હંમેશ ટકી શકતા નથી, અને એ ભોગનું પરિણામ એ છે કે ઇંદ્રીઓનું તેજ ઘટે. માટે એવી દુઃખદાઈ વસ્તુમાં મુરખ માણસનેજ સુખ દેખાય છે. ખરૂં સુખ તેમાં નથી. એ તો સુખ નહિ પણ સુખની ભ્રાંતિ છે, એમ તો સુખ હોય તો એથાં જુદા જુદા રોગો શા માટે થાય છે? જેની આખમાં કમળો હોય તે સઘળામાં પીળાશ જોય, અથવા જે રંગના ચશ્મા આંખે પહેર્યાં હોય તેવા રંગની બધી વસ્તુ દેખાય, તેમ અ

જ્ઞાની માણસની આંખે એ ભોગ સુખ રૂપ દેખાય પણ તે ખરેખરૂં દુઃખ છે. આનું સુખ તો સહુને છે. પશુઓને પણ છે, ગાન તાન, હાથી, ઘોડા પૈસો મૂર્ખને પણ હોય છે અને વિદ્વાનને પણ હોય, આવરદા લાંબુ આપવા કહ્યું પણ લાંબુ તે શું. ? બ્રહ્માનું પોતાનુંજ આવરદા ટુંકુ છે, કેમકે કાળ અનંત છે એટલે તેને આદી નથી, મધ્ય નથી અને અંત પણ નથી, એટલે તેમાં બ્રહ્માના દેખાઈતાં ઘણાં વરસ થાય પણ તે બધાં કંઈજ હીસાબમાં નથી. પાર વિનાના સમુદ્રમાં એક ટીપાં જેટલું એ આવરદા કહેવાય. કેટલાઓ બ્રહ્મા થઈ ગયા અને કેટલાઓ હજી થશે, તેની સંખ્યા નથી, ત્યાં બ્રહ્મનું આવરદા ટુંકુંજ કહેવાય.

**नवि-तेन तर्पणीयो मनुष्यो लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्वा। जीविष्यामो यावदीशिष्य त्वं वरस्तु मे वरणीयः स एव ॥ २७ ॥**

વિત્તથી માણસને તૃપ્તિ થવી ઘટતી નથી, જો આપનાં દર્શણ થયાં તો વિત્ત પ્રાપ્ત થશે. જ્યાં સુધી આપ મારા રક્ષણ કરનાર મારા ધણી રહેશો ત્યાં સુધી હું જીવીશ, મારે જે વરદાન માગવા યોગ્ય છે તે તેજ છે (કે જે મેં પ્રથમ માંગેલું છે.)

ધનથી–વિતથી કોઈ પણ દિવસ માણસને તૃપ્તિ થતી નથી, થોડું હોયતો વધારેની ઈચ્છા, વધારે મળ્યું તો તેથી વધારે એમ થયાંજ કરે છે, તૃષ્ણા ચીરજીવ છે. તે શાંત થતીજ નથી. દીવો જેમ તેલથી ધરાતો નથી તેવી રીતે એમાં પણ છે, મારે જો ધનની જરૂર હશે તો તે આપવાવાળા તમેજ છો અને તમારી કૃપા થઈ તો સરવશ મળ્યું, ધન મેળવવું ઘણું મુશકેલ નથી. તેમજ આયુષ આપવાવાળા પણ તમેજ છો. જન્મ મરણ એ તમારે આધિન છે, અને તમારૂં જો શરણ છે તો પછી મરણનો મારે ભય પણ કેવો? પોતાના કર્માનુસાર સહુને આપ ધન, આયુષ આપો છો. માટે મારે તો આત્મજ્ઞાનજ જોઈએ છીયે કે જે દેવતાને પણ દુર્લભ છે.

अजीर्यताम मृतानामुपेत्य जीर्यन्मर्त्यः क्धःस्थः प्रजानन्। अभिध्यायन् वर्ण रति प्रमोदानतिदीर्घे जीविते कोरमेत ॥ २८ ॥

શરીરના સૌંદર્યથી થતા સુખને સમજતો, જરા એટલે ઘડપણનો જેને બાધ નથી એવા મુક્તિ પામેલા જીવોના પદને પામીને, અને પૃથ્વી જે નીચું સ્થળ છે ત્યાં રહેલો, વૃધ્ધાવસ્થાનો અનુભવ કરતો, કોણ પુરૂષ છે કે જે લાંબા જીવનમાં રમે ?

શરીર સૌંદર્યનાં સુખ તે સુંદર વિલાસવતી સ્ત્રીના સંબંધથી જે સુખની પ્રાપ્તિ છે તે. સમજવાવાળો એટલે વિવેકી પુરૂષ. એ સુખ છે કે એ સુખની ભ્રાંતિ દુખ રૂપ છે એવું જે જાણે છે તે પુરૂષ. એવો પુરૂષ એ કહેવાતું સુખ એવું જે જાણે છે તે પુરૂષ. એવો પુરૂષ એ કહેવાતું સુખ અસ્થિર અને અસત માને છે. પૃથ્વી એ બીજા લોકોના સંબંધમાં જોતાં નીચે છે, તેના ઉપર અંતરિક્ષ અને તે ઉપર સ્વર્ગ છે. ત્યારે માણસ હંમેશ પોતાના સ્થાનથી ઉંચે સ્થાને જવાને ઈચ્છા રાખે. જરા અથવા ઘડપણની અવસ્થા બાધ કરે છે, તેમાં શરીર ઇંદ્રીઓ શીથીલ થઇ જાય છે અને અંતે શરીર નાશ પામે છે. ઈંદ્રીઓ અને અવયવો શીથીલ થઈ જતાં અનેક દુઃખની પ્રાપ્તિ છે. લાંબા જીવનમાં કોણ રમે, એટલે આવું છતાં લાંબુ આવરદા ભોગવી દુખને લાંબો વખત સુધી સહન કરવાનું કોને ગમે ? જ્યારે ઊત્તમ સુખ મળતું હોય તો તે છોડીને દુખની અથવા નીચા સુખની બુધ્ધિમાન પુરૂષ કેમ ઈચ્છા કરે ? નહિં જ કરે. આત્મજ્ઞાનથી સર્વો-તમ સુખની પ્રાપ્તિ છે, અને એ સુખની અભિલાષા પરીપૂર્ણ કરાવવાવાળા સમર્થ ગુરૂ છે તો નાશવંત અને દુખનો ભરેલો જે સંસાર તેની કોણ મમતા રાખે ? કોઈ નહીં.

यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो, यत्साम्पराये महति ब्रूहि नस्तत। यो यं वरो गूढमनुप्रविष्टो नान्यन्तस्मा

न्नचिकेता वृणीते ॥ २९ ॥

હે મૃત્યુ, આ વિષયને માટે સંશય કરવામાં આવે છે, તો મોટું મોક્ષ દશાનું જ્ઞાન મને તમે કહો. અહિં છુપા અથવા નહિં કહેવા જેવા વરદાનની વાત ચાલી રહે છે, તે વરદાન શિવાય બીજું વરદાન નચિકેતા માગતો નથી.

સંશય શું છે તે ઊપર કહ્યું છે, દેહ પડ્યા પછી આત્મા છે કે નહિ એ. એ સંશયની નિવૃત્તિ આત્મા શું છે તેનો નિર્ણય થાય તો તરત થઇ જાય માટે જ્ઞાનનુંજ વરદાન અવશ્યનુ છે.

## પહેલો વલ્લી સમાપ્ત.





## બીજી વલ્લી

**अन्यच्छ्रेयोऽन्य दुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषं सिनीतः। तयोः श्रेय आददा नस्य साधु भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥ १ ॥**

યમરાજ કહે છે–શ્રેય જુદું છે અને પ્રેય જુદું છે, અને એ બન્ને જુદાં જુદાં પ્રયોજન–કારણ માટે પુરૂષને બંધન કરે છે. એ બેમાંથી શ્રેયનું ગ્રહણ કરનારનું કલ્યાણ થાય છે અને પ્રેયનું ગૃહણ કરનાર પ્રયોજન અથવા હેતુથી ભ્રષ્ટ થાય છે.

યમરાજે નચિકેતાને લોભાવવાને બહુ લાલચો આપી પણ નચિકેતા જરા પણ ડગ્યો નહિં અને યમરાજે તેની યોગ્યતા જાણી લીધી અને તેથી તેને ઉપદેશ કરવો શરૂ કીધો.

શ્રેય અને પ્રેય એવા બે વર્ગ પાડયા છે. કર્મ એ બે પ્રકારનાં છે. શ્રેય એટલે કલ્યાણ કરવાવાળું અને મોક્ષનું સાધન રૂપ, અને પ્રેય એટલે પ્રેમ-પ્રીતિવાળુ. એને બદલે સાચું અને સ્વાદિષ્ટ કહિયે તો ખોટું નથી. મોક્ષના સાધનનું જે કર્મ તે સાચું અને સંસારના વિષય સુખ પ્રાપ્તિનું જે કર્મ તે સ્વાદિષ્ટ છે. સ્ત્રી, ધન, સત્તા, ભોગ વિલાસ એ સઘળું મીઠું તો બહુ લગે છે, પણ તે હાની કારક છે અને સાચું નથી. એથી પહેલું દેખાઈતું સુખ લાગે છે પરંતુ પરિણામે તે દુઃખ થઇ પડે છે. સાચું સદાય સુખ આપનાર છે અને તેથી કંઈ નુકસાન થતુંજ નથી. સંસારિક મનાતા સુખ ગળપણ

જેવા સારાં લાગે છે પણ તે રોગ ઉત્પન્ન કરે છે. તપશ્ચર્યા ઈત્યાદિમોક્ષનાં સાધન સ્વાદિષ્ટ લાગતાં નથી. ઉલટાં કઠિન લાગે છે, પણ તે ઔષધ જેવાં છે, કેમકે ઔષધ કડવું હોય છે પણ રોગનો નાશ કરી સુખની પ્રાપ્તિ કરાવે છે. સાચું એવુ છે. જે પુરૂષ મોક્ષની ઈચ્છા રાખે છે, અને સ્વર્ગના ભોગ વિલાસની પણ જેને મમતા છે, તેનાં કર્મ શ્રેય અને પ્રેય બન્ને છે. કોઈ પણ કર્મનાં ફળની ઇચ્છા રાખવી એજ બંધન છે. કર્મના ઉપર કહેલા બે વર્ગને વિદ્યાના અને અવિદ્યાના કહિયે તો તે પણ યોગ્ય છે. મોક્ષની ઈચ્છા રાખવાવાળો જ્ઞાન અને અનુભવનાં સાધન માટે પ્રયત્ન કરે છે અને તેનું કલ્યાણ થાય છે. અજ્ઞાની અથવા મૂર્ખ વિષય સુખને માટે મથે છે તેથી તે દુઃખ પામે છે. મનુષ્યા દેહનો હેતુ શું છે તે વિચારવાનું છે. એવા સંસારિક વિષયોમાં તલ્લિન થવાથી તે હેતુ ઊંધો વળે છે અને તેથી અજ્ઞાની માણસ ખરે રસ્તે નહિં જતાં આડે રસ્તે જાય છે.

**श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ सम्परीत्य विविनक्ति धीरः श्रेयो हि धीरो ऽभिप्रेयसो वृणीते प्रेयोमन्दो योगक्षेमा द्वृणीते ॥ २ ॥**

મનુષ્યની આગળ શ્રેય અને પ્રેય–સાચું ને સ્વાદુ બન્ને છે. ધીર પુરૂષ છે તે બુદ્ધિથી નિશ્ચય કરીને બન્નેને જુદાં પાડે છે, સાચું તેજ મીઠું છે એમ ધીર પુરૂષ માનીને ગૃહણ કરે છે અને પોતાના શરીરની રક્ષા અને સુખને અર્થે ઓછી બુદ્ધિવાળો સ્વાદુને ગ્રહણ કરે છે.

સંસારમાં કલ્યાણ અને અકલ્યાણ બન્નેનાં સાધનો માણસની આગળ છે. સાધારણ માણસો ઉપર ઉપરથી જોય છે અને ઉપરથી જે મોહકારી દેખાય છે તેના ઉપર પ્રીતિ કરે છે, તે એમ સમજે છે કે એ વસ્તુથી મારૂં સારૂં થશે, પણ આ કેવળ ભ્રમણા છે કેમકે એવી વસ્તુથી સાચુ સુખ મળતું નથી. પણ ધીર પુરૂષ સમજીને હંસની પેઠે દુધ અને પાણી બન્ને

ને જુદાં પાડી નાંખે છે અને જેથી કલ્યાણ થાય તેને ગ્રહણ કરે છે. જે પા ણીને ગ્રહણ કરે તે ટુંકી બુધ્ધિવાળા કહેવાય.

स त्वं प्रियान् प्रियरूपांश्च कामानभिध्यायन्नाचिकेतो ऽत्यस्राक्षीः। नैतां सृङ्कां वित्तमयीमवाप्तो यस्यां मज्जन्ति बहवो मनुष्याः ॥ ३ ॥

હે નચિકેતા, પ્રિયાન્ એટલે પુત્ર પુત્રાદિક, સુંદર રૂપ એટલે અપ્સરાઓની ઇચ્છા, ઉંડો વિચાર કરીને તેં છો ડી દિધાં, અને ધન, ભોગ, ઐશ્વર્યની બેડી જેમાં ઘણા માણસો ફસાઈ રહે છે તેમાં તું નહિ ફસાયો.

दुर मेते विपरिते विषूची अविद्या या च विद्येति ज्ञा ता। विद्याभीप्सिन नाचिकेतसं मन्ये नत्वा कामा बह वो लोलुपन्तः॥ ४ ॥

એ બે (શ્રેય અને પ્રેય) ની વચ્ચે ઘણોજ અંતર છે, એક બીજાથી ઉલટાં છે અને વિલક્ષણ ગતીનાં છે, તે વિદ્યા અને અવિદ્યાથી ઓળખાય છે. તને નચિકેતાને વિદ્યાનો ચાહનારો હું માનું છું, બહુ બહુ ભોગ ઇચ્છાથી તું લોભાયો નથી.

વિદ્યા અને અવિદ્યા બન્નેમાં ઘણોજ ફેર છે. એક પ્રકાશ અને બી જી અંધકાર સમાન છે. જેટલી જેટલી બાધાઓ-સંસારી સુખની તૃષ્ણા અને વાસના-તેનાથી છુટા થવાનું જે જ્ઞાન તે વિદ્યા છે. અને સંસારી સુખ ભોગ વિલાસ ઇત્યાદિના અનુભવનું જે જ્ઞાન તે અવિદ્યા છે. બન્નેની ગતિ પણ જુદી જુદી છે એટલે બન્નેનાં ફળ-પરિણામ પણ ઘણાંજ જુદાં જુદાં છે. અંધારામાં વસ્તુનું ખરૂં રૂપ પુરે. પુરૂં દેખાતું નથી. અને અજ વાળામાં ખરૂં રૂપ ઢાંક્યું રહેતું નથી. નઠારાં કામ કરવાને મા

કે અંધારૂં છે અને સારાંને માટે અજવાળું છે. ચોરનો ભય રાત્રે હોય છે. ખટરિપુ પણ જયાં અજવાળું નહિ હોય અને અંધારૂ હોય ત્યાંજ પોતાનું બળ બતાવે છે. એ ખટરીપુ એટલે માણુસના છ દુસ્મન છે.તે કામ ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર છે, માટે અવિદ્યા હોય ત્યાંજ તેઓ તોફાન કરે છે.

**अविद्याया मन्तरे वर्त्तमानाः स्वयन्धीराः पण्डितम्म ःयमानाः । दन्द्रम्यमाना परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथा ऽ न्धाः ॥ ५ ॥**

અવિદ્યામાંહિં રહેનારા, હમે પંડિત–શાસ્ત્રમાં કુશળ છેએ એમ માનનારા, ઉલટા-- વાંકાચુકા માર્ગમાં જનારા, મૂર્ખ, આંધળાને દોરવનારો આંધળો હોય તેમ, આમ તેમ ભટકે છે.

વિદ્યાના લોભી માણસ શીવાય બીજા માણસો કેવા હોય છે. તે અહિં કહે છે. સંસારમાં ગરક થઈ ગયલા તે અંધારામાંજ વસનારા હોય તેવા છે. જુઠા અભિમાની, અમે ઘણાજ હોશીઆર છઇએ, પંડિત છઈએ, શાસ્ત્રના જાણનારા છઇએ એવુ માનનારા, મુરખ એટલે જેને સારૂ નરસું પરખવાની વિવેક બુધ્ધિ નથી, અને વાંકે ચુકે રસ્તે જનારા એટલે નાના પ્રકારનાં જે દુખ તે ભોગવનારા તથા જુદા જુદા પ્રકારનાં કર્મથી જુદી જુદી ગતિને પામવા વાળા છે, તેઓ વળી કેવા છે કે આંધળાને દોરવનારો આંધળો હોય તેવા એટલે જે જગા જવાનું છે ત્યાં પહોંચાયજ નહિ, અને બન્ને જણા દેખે નહિં તેથી રસ્તામાં ખાડા આવે તો તેમાં પડી જાય અને કાંટા આવે તો તે ભોકાય. આ જગાએ ગુરૂ જ્ઞાની હોવા જોઈએ એમ સુચવ્યું છે.

**न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्त मोहेन**

मूढम् । अयं लोको नास्ति पर इति मानी पुनः पुनर्व शमापद्यते मे ॥ ६ ॥

વિવેકહીન અથવા બાળક બુદ્ધિ, પ્રમાદી અથવા બેફીકર, મુરખ અથવા અજ્ઞાનીને વિત્ત એટલે ધન—સંપત્તિના મોહુથી કરીને કલ્યાણનાં સાધન દેખાતાં નથી. તેના મનમાં આજ લોક (એક) છે અને બીજું કંઇ નથી. આવા માની માણુસ ફરી ફરીને મને આધિન થાય છે.

જે માણુસ સંસારના ભોગમાં લીન થઈ ગયો છે તેને પરમાર્થ સુઝતો નથી. ધર્મ શું અને અધર્મ શું તેનો પણ તેને પુરો વિચાર નથી. તે કેવળ સુખને—સંસારનેજ જોઇ રહયો છે. પોતાની પાસે ધન હોય છે તેથી તે અંધ બની જાય છે અને સાચું તેને દેખાતું નથી. મારો પઇસો, રખેને ચોર ચોરી જશે, હું મરીશ ત્યારે તેનું શું થશે, અને મરતી વખતે અરે આ મારૂં સઘળું અહિં રહી જશે, એવી ચિતાં તેને રહે છે એટલે તેના મનમાં એક આજ દુનિયા છે અને બીજી દુનિયા નથી, અથવા બીજું કંઇ નથી. પરલોકની પ્રાપ્તિને માટે અથવા કલ્યાણને માટે શાસ્ત્રમાં જે સાધન કહેલાં છે તેમાં તેનું ચિન્ત કયાંથી હોય. આ જીંદગી પછી શું થશે તેની તેને બેદરકારી છે. એવા માણસમાં અને બાળકમાં તફાવત નથી. હવે પછી શું થશે એ જે જાણતો નથી તે પાપ પુન્યનો ઘણો વિચાર પણ શાને કરે. એનું પરિણામ એ આવે કે પાપ કરતાં પણ તે ડરતો નથી. તેનું પોતાનું છેવટ શું થાય છે? મૃત્યુ-યમરાજ કહે છે કે તે ફરી ફરીને મને આધિન થાય છે એટલે ફરી ફરીને તે જન્મ મરણને પામે છે, એવા માણસ સકામ કંઇ સદ્ કર્મ કરે છે તો સ્વર્ગમાં જાય છે, પણ તે સદ્કર્મનું ફળ પુરૂં થયું કે યમરાજને તાબે થવું પડે છે, સ્વર્ગ પામવાથી જન્મ મરણ મુકતું નથી. જે કંઇ સારૂં કર્મ કીધું હોય તે કર્મનાં ફળદાઇ આનંદને અનુભવને એ જે સ્થિતિ તે સ્વર્ગ છે.

श्रवणायापि बहुभिर्यो न लभ्यः श्रृण्वन्तोऽपि बहवो यन्न विद्युः । आश्चर्योऽस्य वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः॥ ७ ॥

ઘણાને તો તેનું (આત્મા અથવા પરમાત્માનું) કથન પણ પ્રાપ્ત થતું નથી, જેઓ તેનું કથન સાંભળનારા છે તેમાં ઘણા તેને જાણુતા નથી. તેનું યથાર્થ કથન કરવાવાળો આશ્ચર્ય રૂપ છે, તેને પામવાવાળો નિપુણ એટલે ચતુર પણ કોઇક છે, કુશળ આચાર્યથી ઉપદેશ પામીને તેને ઓળખવાવાળો આશ્ચર્ય રૂપ છે.

બ્રહ્મજ્ઞાની પુરૂષ કંઇ ઠેર ઠેર માલમ પડતા નથી પણ કોઇકજ હોય, કેમકે અનેક જન્મનાં સદ્કર્મોના ફળથી એવા થવાય છે. સંસારના ભોગ વિલાસમાં જે છેક ગરક થઈ ગયા છે તે તો બીજું કંઇ જોતા કે સાંભળતાં નથી, અને તેથી જ્ઞાનનો શબ્દ પણ તેમને કાને પડવાનો વખત આવતો નથી. હરીકીર્તન, કથા, સંત સમાગમ એ તેઓને મળતું નથી; એટલે તેમને સાંભળવાનું પણ કયાંથી મળે, ઘણાં સાંભળે છે, ત્યારે તેમાં સમજતા નથી અને બરાબર સમજે નહિં એટલે જાણે પણ કેમ ? કથા વગેરે જે કરવા વાળા છે તેમાં પણ બ્રહ્મનું બરાબર નિરૂપણ કરવાવાળો કોઈક જ હોય છે એવો જે હોય તે આશ્ચર્ય રૂપ છે. બ્રહ્મને સદ્ગુરૂના ઉપદેશથી જે ઓળખે છે તે તો કવચિતજ હોય છે.

न नरेणावरेण प्रोक्त एष सुविज्ञेयो बहुधा चिन्त्यमानः । अनन्यप्रोक्ते गतिरत्र नास्त्यणीयान् ह्यतर्क्यमणुप्रमाणात् ॥ ८ ॥

બહુ બહુ પ્રકારે જેનું ચિંતન કરવામાં આવ્યું છે

એવો જે એ આત્મા તે એ શિવાય બીજા માણસના એ ટલે સંસારી માણસના ઉપદેશથી સહેલથી ઓળખી શ કાતો નથી; જ્ઞાનનિષ્ટ આચાર્યના ઉપદેશથી અસ્થિરતા--ચંચળતા રહેતી નથી. તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ (બારીક થી પણ બારીક) અને કલ્પનામાં નહિ આવે એવો છે.

આત્મા છે કે નહિં, છે તો કેવો એ વગેરે વિષય ઉપર ઘણા મોટા-પુરૂષ, ઘણા યોગીઓએ મનન કરેલું છે. તેઓને નિશ્ચય કરવો કઠિન પડેલો છે તો સંસારી પુરૂષ–બુધ્ધિહીણ પુરૂષ તેને કેમ જાણી શકે? તે તો જાણવાને અશકતજ છે. ત્યારે તે કેમ જણાય એ પ્રશ્ન ઊઠે છે. તેનો નિર્ણય કરે છે, કે બ્રહ્મમાં તદાકાર થયલા, અભેદ દર્શી આચાર્ય ગુરૂની કૃપાથી તે જણાય છે. એવા ગુરૂની કૃપાથી સર્વ સંશય ટળી જાય છે, બુદ્ધિ ગમે તમ-આડી અવળી ગતિ કરતી નથી અને સ્થિર થઇ રહેછે અને સૂક્ષ્મ બ્રહ્મમાં પ્રવેશ કરે છે. આત્માની એકતા થાય છે, અને તે જ્ઞાનની પરમસીમા છે. સંસારની ગતિ ત્યાં પહોંચતી નથી. આત્મા આવો છે એવી કલ્પના પણ થઈ શકતી નથી, તે બારીકથી પણ બારીક છે અને કલ્પનામાં આવી શકતો નથી અને તેથી ગુરૂ વિના જ્ઞાન નહિં એમ કહેવાય છે. મન, વાણી અને બુધ્ધિથી પર એવો જે આત્મા તેને જાણનારો અને તેની ઓળખ કરાવનારો આશ્ચર્યરૂપ છે એમાં શું નવાઈ.

**नैषातर्केण मतिरापनेया प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ। यान्त्वमापः सत्य धृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥९॥**

એ મતિ એટલે બુદ્ધિ તર્કથી મળી શકતી નથી, હે વ્હાલા, શાસ્ત્ર જાણવાવાળાથી તેનો ઉપદેશ થતાં સારી રીતે તે સમજાય છે, તે તું પામ્યો છે. તું સત્ય ધૈર્ય વાળો છે. હે નચિકેતા તારા જેવો પુછવાવાળો ફરી ફરી

ને હોજો.

આત્માનું જ્ઞાન તર્ક કીધાથી થતું નથી, શાસ્ત્રને નહિ જાણનારા ગમે તેટલી કલ્પનાઓ કરે પણ તેઓ એ જ્ઞાનને પામી શકતા નથી, તો પછી એવા પુરૂષોને ગુરૂ કીધાથી શું ફળ? તેઓ પોતે નથી જાણતા તો બીજાને શું બતાવી શકે? એ આત્મજ્ઞાનની બુધ્ધિ શાસ્ત્રથી ઉત્પન્ન થાય છે અને તેથી શાસ્ત્ર જાણવાવાળા આચાર્ય તે સમજાવી શકે છે. ઘણા વિષયોમાં તર્ક-કલ્પનાનું બળ વધારે હોય છે. પણ આત્મ વિદ્યા ઘણી ગૂઢ છે અને તેમાં કેવળ તર્કનું સાધન કામ આવતું નથી. જ્યાં તર્કનું બળ વધે ત્યાં સંશય વધારે થાય છે, અને સંશયથી અનિશ્ચયતા થાય છે, અને જ્યાં એ બન્ને હોય ત્યાં મનની શાંતિ હોયજ નહિ, અને મનની શાંતિ વિના એ જ્ઞાન મળી શકતું નથી. તર્ક ઈત્યાદી રજો ગુણ તમો ગુણ વડે છે અને શાંતિ સત્વ ગુણથી છે, અને સત્વ ગુણ વિના એ જ્ઞાન મળી શકતું નથી. એટલા માટે એ પણ અવશ્યનું છે કે તર્કથી કરીને એવી સદ્ બુધ્ધિને ચંચળ મહિં કરવી, કેમકે ચંચળ થવાથી કદાચ તે સમુળી જતી પણ રહે.

**जानाम्यहं शेवधिरित्यनित्यं नह्यध्रुवैः प्राप्यते हि ध्रुवन्तत्। ततो मया नाचिकेतश्चितोऽग्निरनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मि नित्यम् ॥ १० ॥**

**ધન સંપત્તિ અનિત્ય છે એમ હું જાણું છું. અનિત્યથી નિત્યની પ્રાપ્તિ થતી નથી. તેથી અનિત્ય વસ્તુથી નાચિકેત નામનો અગ્નિ મેં પરિપૂરણ કીધો છે અને નિત્યને પામ્યો છઉં.**

ધન ઐશ્વર્ય સંપતિ એ કર્મનાં ફળ છે, પણ એ ફળ હંમેશ રહેતાં નથી. જે અનિત્ય વસ્તુ છે, તેથી નિત્ય મળતું નથી એટલે પરમાત્માને પામી શકાતો નથી. તોપણ અનિત્ય વસ્તુ વડે વેદમાં કહેલા વિધિ પ્રમાણે યજ્ઞ થાય છે. એ અગ્નિ હોત્રાદી યજ્ઞ, ફળની ઈચ્છા છોડીને કરવામાં આવે અને તેનું ફળ બ્રહ્મને અર્પણ કરવામાં આવે તો, છેવટે જ્ઞાન ઉદય થા

જ અને મુક્તિ મળે. વળી શરીર, ઇંદ્રી, એ પણ અનિત્ય છે, અને તેજ મોક્ષનું સાધન છે. કર્મનાં ફળની વાસના વનાનો હું છું અને મેં તને જે અગ્નિવિધે સમજાવ્યું તે અગ્નિ સંબંધી ક્રિયાઓ મે કરેલી છે અને તેથી હું સ્વર્ગમાં આ પદને પામ્યો છું. આ પ્રમાણે યમરાજ કહે છે. મેં ઘણાં કર્મ કરેલાં છે અને તેનાં ફળનો અધિકારી હું થયો છું, અને તેં કર્મ કીધાં નથી તે છતાં તને ફળ મળે છે અને તે તું લેતો નથી, એટલે મેં તને ઘણી વસ્તુઓ આપવા માંડી પણ તેં લીધી નહિ તેથી તું મારા કરતાં પણ ચઢયો છે. તારામાં ત્યાગ છે અને મારામાં નથી, અને તેથી કરીને અગર જો બ્રહ્માનંદને મારા અંતઃકરણમાં જાણું છું તો પણ યજ્ઞાદિક કર્મ કરીને મેં આ લોક પાળની પદવી મેળવી છે.

**कामस्याप्तिं जगतः प्रतिष्ठां क्रतोरनन्त्यमभयस्य पारम्। स्तोममहदुरुगायं प्रतिष्ठां दृष्ट्वा धृत्या धीरो नचिकेतोऽत्यस्राक्षीः ॥११॥**

હેધીર નચિકેતા, કામનાની પ્રાપ્તિને, જગતની સ્થિતિને, યજ્ઞના પાર વિનાના ફળને, ભય વગરની સ્થિતિને, સ્તુતિ કરવા યોગ્ય, અને જેની મોટી કીર્તિ ગવાય છે એવી પ્રતિષ્ટાની પ્રાપ્તિને, ધૈર્યથી નિહાળી જોઈ—તેનો વિચાર કરી જોઈ તેં છોડી દીધાં છે.

નચિકેતા તેં બધો વિવેક વિચાર્યો છે. તું ધીર છે, જ્ઞાન ચક્ષુથી તેં જોઈ લીધું કે આનું ફળ શું? તેં સઘળી ઈચ્છા છોડી દીધી, જગતએટલે મનુષ્યાદિ પ્રાણિઓમાં સ્ત્રી પુરૂષના સંગથીજ ઊત્પત્તિ થઈ સર્વ વેહવાર ચાલે છે તેના મોહમાં પણ તું નહિં ફસ્યો. મોટા મોટા યજ્ઞનાં ફળની, ચક્રવર્તી રાજ્ય, કીર્તી, નિર્ભયતાની પ્રાપ્તિ, એ સઘળું તેં છોડી દીધું છે. શામાટે? તેં શુભા શુભ રૂપનો વિચાર કીધો અને પરિણામે બધું દુઃખ કરતા છએમ તું સમજી ગયેલો છે તેથી.

तन्दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठम्पुराणम् ।
अध्यात्मयोगाधिगमेन देवम्मत्वा धीरो हर्षशोकौ जहा
ति ॥१२॥

(આત્મા વિશે કહે છે) તે દેખાવવો ઘણો કઠિન છે, છુપો વ્યાપિ રહેલો છે, બુદ્ધિમાં ઠરેલો છે, અને ગુફામાં સ્થિત છે, તે સનાતન દેવ છે અને અધ્યાત્મયોગથી (એટલે આત્મા વિશે ચિત્તની એકાગ્રતા કરવાથી) પ્રાપ્ત થાય છે, એમ માનીને ધીર પુરૂષ હરખ શોક બન્નેને છોડી દે છે.

આત્મા ઘણોજ સૂક્ષ્મ છે તેથી પરાકાષ્ઠા શ્રમ વિના તેનાં દર્શન થાય નહિં, તે પવિત્ર અને પ્રકાશમય છે તેથી મલિન વિષયના વિકારવાળાં નેત્રોથી છુપો છે, બુદ્ધિને વિષે રહેલો છે, અને તે સનાતન એટલે જુનો–ઘણા કાળનો છે. શરીરમાં તે કઠિન સ્થળમાં છુપાયલો જણાય માટે તે ગુફામાં સંતાયલો છે. અંતઃકરણને કેટલાક એ ગુફા કહે છે. જ્ઞાનઈંદ્રીઓને તેઓના વિષયથી રોકવી, અને અંતઃકરણમાં ચિત્તની સ્થીર વૃતિ કરવી એ અધ્યાત્મ યોગ છે. હૃદય-અંતઃકરણને વિશે તેનું ચિંતન કરવું.

एतच्छ्रुत्वा सम्परिगृह्य मर्त्यः प्रवृह्य धर्म्यमणुमेतमाप्य ।
समोदते मोदनीयꣳ हि लब्ध्वा विवृतꣳ सद्म नचिकेत
सम्मन्ये ॥१३॥

મરણને વશ છે એવો મનુષ્ય એ (આત્માતત્વને) સાંભળીને અને તેને ગ્રહણ કરીને અને ધર્મરૂપ ઘણો બારીક એવો જે આત્મા તેને પરિશ્રમથી પામીને, આ

નદ પામે છે, કેમકે તે હર્ષ—અથવા આનંદ કરવા યોગ્યને પામ્યો છે. નચિકેતાને માટે બારણાં ખુલ્લાં થઇ ગયાં છે, એમ હું માનું છું.

સાંભળીને એટલે ગુરૂ તેને જે ઉપદેશ કરે તે ઉપદેશ કાને સાંભળીને, અને તે ઉપદેશને મનમાં ઉતારીને-ઠસાવીને; કેમકે કાને સાંભળ્યું પણ ગ્રહણ નહિં કીધું તો એક કાને સાંભળીને બીજે કાને કહાડી નાંખવા બરાબર છે. ધર્મ રૂપ, અચળ નિયમ રૂપ જે છે તે, પરિશ્રમ કીધા વિના તેની પ્રાપ્તિ નથી. શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાનું અહિં કહ્યું છે. એ કીધ. વિના ધર્મના નિયંતા, શરીર ઈંદ્રીથી ભિન્ન, પરમાત્માને પામી શકાય નહિં. જેને તે પ્રાપ્ત થાય છે, તે પોતે આનંદ પામે છે કેમકે પરમાત્મા આનંદનો ભંડાર છે, એટલું કહીને નચિકેતાને કહે છે, કે બ્રહ્મ રૂપી જે કોઈ મંદીર તે મંદીરનાં બારણાં તારે માટે મોકળાં છે, એટલે તું મોક્ષને લાયક છે.

**अन्यत्रधर्म्मादन्यत्राधर्म्मादन्यत्रास्माक्कृता कृतात् ।**
**अन्यत्र भूताच्च भव्याच्च यत्तपश्यसि तद्वद ॥१४**

નચિકેતા કહે છે—જે ધર્મથી ભિન્ન છે, અધર્મથી ભિન્ન છે, કારણ કાર્યથી ભિન્ન છે, જેને ભૂત નથી અને ભવિષ્ય નથી, તેને આપ જાણો છો, તે મને કહો અથવા સમજાવો.

પાપ અને પુણ્ય જેને અડતું નથી, પાપ પુણ્યનું જે ફળ તેથી જુદો છે, પાપ પુણ્યનો કરવાવાળો તે નથી, આ કર્મ કરવું જોઈએ અને આ કર્મ નહિં કરવું જોઈયે, એવાં જે જે કંઈ કર્મ હોય તો તેથી પણ જુદો, ધર્મથી સુખ થાય અને અધર્મથી દુખ થાય, પણ તે બન્નેથી જુદો, કાર્ય કારણથી પણ જુદો, સ્થૂળ સૂક્ષ્મ રૂપ કાર્ય કારણ પ્રત્યક્ષ જે સંસાર તેથી જુદો, જેને ભૂત કાળ નથી તેમજ ભવિષ્ય કાળ નથી એટલે જે સદા એકરસ છે, એવો જે આત્મા તેને વિશે મને સમજાવો એમ નચિકેતા કહે છે. આથી સર્વ વ્યવહારની વસ્તુથી તે ભિન્ન છે એમ બતાવ્યું.

જ્યારે એ પ્રમાણે છે તો તેનું સ્વરૂપ કેવું સમજવું.

सर्वे वेदा यत्पद मामनन्ति तपाᳪसि सर्वाणि च यद्वदन्ति। यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदᳪ संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥१५॥

યમરાજ કહે છે– જે પદ અથવા શબ્દનું વેદ પ્રતિપાદન કરે છે, તપ અનુષ્ટાન જેને પોકારીને કહે છે,જેની ઇચ્છા કરનાર બ્રહ્મચર્ય આશ્રમ પાળે છે, તે પદ તને સંક્ષેપમાં કહું છું–તે ઓમ્ છે.

યમરાજ નચિકેતાને કહે છે. જે પદનો-આત્માના સ્વરૂપનો ચારે વેદમાં બોધ કરેલો છે, તે--ઉપનિષદ, એ વેદનું અંગ છે, માટે તેનો પણ અહિં સમાસ કરવામાં હરકત નથી. જે બ્રહ્મની અથવા પદની પ્રાપ્તિને માટે શાસ્ત્રમાં અનેક પ્રકારનાં તપ, અનુષ્ટાન કહેલાં છે, અને જેને માટે બ્રહ્મચર્ય આશ્રમ પાળવામાં આવે છે, એટલે તેના નિયમ સાધનો કરવામાં આવે છે તે હું તને સંક્ષેપમાં–ટુંકામાં કહું છું. બ્રહ્મચર્ય્ય વાનપ્રસ્થ અને સન્યાસ આશ્રમમાં વેદનું અધ્યયન કરવાનું શાસ્ત્રમાં કહેલું છે, તેમજ તપ કરવાનું, નિયમો પાળવાનું, યોગાભ્યાસ કરવાનું કહેલું છે, તે બ્રહ્મજ્ઞાન પામવાને માટેજ કહેલું છે. હવે બ્રહ્મનું સ્વરૂપ, મન, વાણી ને બુદ્ધિથી પર છે એમ કહેલું છે, તો હવે વાણીથી તે કેમ કહેવાય. જે શબ્દ બોલવામાં આવે તે બરાબર નહિં ગણાય–બધા શબ્દ સંસાર વ્યવહારના છે અને તેના અનેક અર્થ થાય છે. એ સર્વથી કેવળ નિરાળો ઓમ્ શબ્દ છે અને તે બ્રહ્મ વાચક છે. તેને કંઇ બાધ નડતો નથી. એમાંજ શબ્દ, અર્થ અને જ્ઞાનની પ્રાપ્તિ રહેલી છે. જે સ્વરૂપનું ધ્યાન કરવાનું હોય તે સ્વરૂપ સહેલથી લક્ષમાં નહિ આવે એમ હોય ત્યાં બીજી વસ્તુ લઇને તે સ્વરૂપની તેમાં ભાવ નાકરવામાં આવે છે. જેમ વિષ્ણુનું સ્વરૂપ શાલિગ્રામમાં કલ્પેલું છે. નર્મદાના જેટલાં કંકર તેટલા શંકર એમ પ્રસિધ્ધ કહેવત છે. એ કાંકરા–પથરાના જેવુ શંકરનું શુ સ્વરૂપ છે? નહિ, પણ તે સ્વરૂપની તેમાં ભાવના કરવામાં આવે છે. તેમ બ્રહ્મની ભાવનાને માટે "ઓમ્" છે. એ શબ્દનુ

ધ્યાન કરવાથી હેતુની પ્રાપ્તિ છે.

एतद्ध्येवाक्षरं ब्रह्म एतदेवाक्षरं परम्। एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत्॥ १६ ॥

નિશ્ચય એજ અક્ષર બ્રહ્મ છે, એજ અક્ષર પરમ એટલે સર્વોત્તમ છે, એ અક્ષરને જાણીને જે જેવી ઈચ્છા કરે છે તેવી ઈચ્છા તેની થાય છે.

અહિં ઓમ્ એ શબ્દ રૂપ અક્ષર છે, અક્ષરમાં પણ એવો અર્થ રહેલો છે કે નાશ નહિ પામે તે. બ્રહ્મનો અર્થ વાચક પણ એજ શબ્દ છે, અને જ્ઞાન પણ એજ છે. સગુણ બ્રહ્મ પણ ઓમ્ છે અને નિર્ગુણ બ્રહ્મ પણ તેજ છે.

एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनम्परम् । एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ १७ ॥

આ (પ્રકારનું) સાધન શ્રેષ્ઠ છે, આ સાધન બીજાં બધાંથી વેગળું-ઉંચું છે, એ સાધનને જાણીને બ્રહ્મ લોકને વિશે મહિમાવાળો થાય છે.

ઓંકાર રૂપ જે સાધન કહ્યું તે બ્રહ્મની પ્રાપ્તિને માટે અત્યંત વખાણવા જેવું છે, એના જેવું બીજું એકુ નથી અને તે પરમાર્થને સિધ્ધ કરવાવાળુ છે. ઊપર સગુણ અને નિર્ગુણ બે પ્રકાર કહ્યા છે. તે બન્ને જાણવાના છે. જે અધિકારી પુરૂષ સગુણ રૂપે ઓંકારનું ધ્યાન કરે છે, તે સગુણ રૂપને પામે છે. જે નિર્ગુણ રુપે ધ્યાન કરે છે તે નિર્ગુણ રૂપને પામે છે. એ બન્ને ધ્યાન કરવાથી બ્રહ્મલોકમાં શાંતિ મળે છે અને ત્યાં તે ધ્યાન કરવાવાળો વખણાયછે-પૂજાય છે.

नजायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित्। अजो नित्यः शाश्वतोऽयम्पुराणो न हन्यते हन्य

मानें शीरारे ॥१८॥

એ એટલે આત્મા જન્મતો નથી અને મરતો નથી, તે સર્વજ્ઞ છે, તે કેશાથી ઉત્પન્ન થયો નથી, અને તેનાથી કંઈ થયું નથી. તેજન્મ રહિત, નિત્ય, હંમેશ છે તેવોજ છે, પુરાણો એટલે સનાતન છે અને શરીર હણાયાથી તે હણાતો નથી. (શરીરનો નાશ થવાથી તે નાશ પામતો નથી)

આત્માનું અવિનાશી સ્વરૂપ હવે યમરાજ કહી બતાવે છે. જે વસ્તુ પેદા થાય છે તે અનિત્ય છે--હંમેશ રહેતી નથી અને તેને વિકાર થાયછે માટે પ્રથમથીજ કહ્યું કે આત્માને જનમ પણ નથી અને મરણ પણ નથી. ત્યારે આત્મા કેવો છે, એ સવાલ રહયો. તેને માટે કહે છે કે તે સર્વજ્ઞ, સઘળું જાણવાવાળો છે, કોઈ કારણથી તેની ઊત્પત્તિ નથી, અને તેનાથી કંઇ જુદુંછેજ નહિ એટલે કોઇ કાર્ય તેનાથી ઉત્પન્ન થતું નથી. તે નિત્ય છે એટલે કોઈ દીવસ તેનો નાશજ નથી. તેછે તેછે. તેને કંઈ વધઘટ નથી. બાળપણ, જુવાની, ઘડપણ, કંઈ તેને નથી, તે પુરાણો છે, એટલે નવો નથી, તેની પહેલાં કંઈ હતું એમ નથી, અને કોઈ હથીઆર વડે શરીરને હણવામાં આવે તો ભલે શરીર હણાય પણ એ આત્મા હણાતો નથી. આત્મા શરીરને વિશે રહેલો છે તે છતાં આકાશની પેઠે અસંગ છે. જેનેજન્મ મરણ નથી તેને પછી બીજા વિકાર કયાંથી હોય.

हन्ता चेन्मन्यते हन्तु ७ हतश्चेन्म यतेहतम् । उभौतौ न विजानीतो ना य ७ हन्ति न हन्यते ॥ १९ ॥

જો હણનારો—મારી નાખનારો—મારી નાખવાનું માને છે અને હણાયલો—મારયો ગયલો—હણાયો છું એમ માને છે તો તે બન્ને જાણતા--સમજતા નથી. આ હણતો નથી અને પેલો હણાતો નથી.

આત્મા કંઈ કરતજ નથી, તે કોઈને મારતો નથીઅથવા કોઇથી મ

શતો નથી. કોઈ એમ કહે કે મેં ફલાણાને મારી નાખ્યો તો તે પણ આ ત્માને ઓળખતો નથી અને કોઈ એમ માને કે મને મારી નાખ્યો તો તે પ ણ એને ઓળખતો નથી. છેદન ભેદન વગેરે જે કંઈ ક્રિયા તે આત્મા કરતો જ નથી,

अणोरणीयान्महतो महीयानात्मा ऽ स्य जन्तो र्नि हितो गुहायाम् । तमक्रतुः पश्यति वीत शोको धातु प्र सादान्महिमान मात्मनः ॥ २० ॥

તે (એટલે આત્મા) બારીકથી પણ બારીક છે, મોટા થી પણ મોટો છે, સર્વ પ્રાણીને વિશે ગુફામાં રહેલો છે, તે ને નિષ્કામ પુરૂષ, શોક રહિત જે થયલો છે તે, જોય છે, અ ને આત્માના મહિમાને, બુદ્ધિ અથવા ઈશ્વરની કૃપાથી જાણે છે.

ચૈતન્ય અથવા આત્મા વિનાની કોઈ વસ્તુછેજ નહિં. પરમાણું-બા રીકમાં બારીક રજકણુમાં પણ તે છે, એટલે તે બારીકથી પણ બારીક છે. પૃથ્વી ઘણી મોટી છે પણ આત્મા તેનાં કરતાં પણ મોટો છે. જે નાનું હોય તે મોટું થાય, મોટું થવાની ઈચ્છા-અપેક્ષા રહે, પણ આત્મા તો નાનામાંનાનો અને મોટામાં સહુથી મોટો છે. એ આત્મા ઉપાધિવાળો થતાં નામરૂપવાળી વસ્તુ રૂપે જણાય છે અને તે ઉપાધિવાળો થતાં નાનામાં નાનો અને મોટા માં મોટો છે. સઘળા જંતુઓમાં-જીવોમાં હૃદય રૂપી ગુફામાં તે રહેલો છે. એ ચેતનસ્વરૂપ આત્મા રહેલો છે તેથીજ ઇંદ્રીઓ પોત પોતાનું કામ કરી શકે છે. તેનાં દર્શણ કોને થાય? ફળની આશા રાખ્યા વિના કર્મ જે માણસ કરે છે, અને જેની તૃષ્ણા શાંત થઈ ગઈ છે, વિષયમાં જેની વાસના રહેલી નથી, અને જેની દૃષ્ટિ અંતરમાં છે, એવાને તેનાં દર્શણ થાય છે. સર્વ વિષયને ધાર ણ કરવાવાળી જે બુધ્ધિ તે શુદ્ધ થવાથી આત્માના મહિમાને જાણવામાં આવે છે અને જાણનારો શોકવગરનો થાય છે.

आसीनो दूरं व्रजाति शयानो याति सर्व्वतः । कस्त
म्मदामदन्देवं मदन्यो ज्ञातु मर्हाति ॥ २१

એ અચળ છતાં દુર—આઘે જાય છે, સુતેલો છતાં સ
ઘળી જગે ફરી વળે છે, મદવાળા અને મદ રહિત એ દેવ
ને મારા શિવાય બીજો કોણ જાણવાને શક્તિમાન છે.

તે અહિં રહેલો—વ્યાપક છતાં ઘણે દુર પહોંચી જાય છે, તેની ગતિ ને કોઈ પહોંચતું નથી. બીજા સર્વની પહેલાં, તેઓ જયાં જવાનાં હોય ત્યાં, આત્મા પહોંચેલો છે. નિદ્રાવસ્થામાં પણ સઘળી જગાએ તેની ગતિ છે. એ અવસ્થામાં ઈંદ્રીઓ પોતાનું કર્મ કરતી નથી, અને અંતઃકરણ તમો ગુણથી છવાયલું હોય છે એવે સમયે પણ મનની પ્રેરણાથી તે સંસ્કારને વશ થઈને શરીરમાં રહેલો છતાં બહાર-દુર જતો હોય એમ ભાસે છે. તે મદવાળો છે અને મદ રહિત છે, હર્ષવાળો છે અને હર્ષ રહિત છે, એટલે એક બીજાથી ઉલટા ગુણવાળો છે, એટલે તેને જાણવાને કોણ શકિતમાન હોય ? યમરાજ કહે છે કે મારા શિવાય બીજો કોઇકજ સૂક્ષ્મ બુદ્ધિવાળો તેને જાણી શકે છે. મારા ઉપદેશને નચિકેતા શ્રદ્ધાથી અને ધ્યાન આપીને સાંભળે એવો યમરાજનો હેતુ છે. આત્માને વિશે ઉલટા ગુણ દેખાય છે પણ ખરી રીતે તેમાં વિરૂધ ગુણો નથી. એ તો માત્ર ઉપાધિને લીધે એવો ભાસ થાય છે. અનેક ધર્મવાળી ઉપાધિ છે અને આત્મા ઉપાધિને વશ હોય ત્યાં સુધી તે તેવા ધર્મવાળો ભાસે છે. જેમ નિર્મળ પ્રકાશવાળા પદાર્થ આસપાસ રંગ બે રંગી વસ્તુ હોય અને તે વસ્તુઓના ચિત્ર પ્રકાશવાળા પદાર્થમાં ભાસ થાય, તે પ્રમાણે અહિં સમજવાનુ છે. સ્થિતિ ને ગતિ, નિત્ય અને અનિત્ય, શુદ્ધ ને અશુદ્ધ એ સર્વ ગુણોને માટે એજ પ્રમાણે વિચારવાનું છે.

अशरीर ं शरीरेष्वनवस्थेष्ववस्थितम् । महान्तं
विभुमात्मानं मत्वा धीरो न शोचाति ॥ २२ ॥

શરીરને વિષે શરીર વિનાનો, અસ્થિરને વિશે સ્થિર અથવા એક રસ, અનંત, સર્વ વ્યાપક, એવો આત્માને જાણીને ધીર પુરૂષ શોકને પામતો નથી.

આત્માને શરીર નથી. શરીર ધારણ કરનારાને વિશે તે વગર શરીરે રહેલો છે, સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીર કહેલાં છે, પણ આત્મા એ ત્રણે શરીર વગરનો છે, તે છતાં એ ત્રણે શરીરને વિશે તે પ્રકાશે છે, અસ્થિર અથવા સ્થિતિ રહીત જે હોય તેને વિશે તે નિર્વિકાર-એકજ સ્થિતિનો-એકરસ છે. શરીર અનિત્ય છે, નાના પ્રકારના ક્લેશને પામે છે, નાશવંત છે, તે છતાં તેમાં નિર્વિકારી તે રહેલો છે. તેનો કંઈ પારજ નથી, આકાશ જે બધે પ્રસરેલું દેખાય છે. તેના કરતાં પણ તે વધારે વ્યાપક છે, એટલે તે સર્વ સ્થળે છે-કોઈ પણ જગા તેના વિના ખાલી નથી, એવો આત્મા રૂપી જે દેવ તેને જે જાણે છે અથવા ઓળખે છે તેને કશી ચિંતા રહેતી નથી, અને તેથી તેને કંઇજ શોક નથી. હું કર્તા, હું ભોગતા, એવું જે માનવું તે અજ્ઞાન વડે છે, અજ્ઞાન એ તમો ગુણથી છે પણ જ્યારે પોતાનુ ખરૂં સ્વરૂપ જણાય છે ત્યારે અજ્ઞાન રૂપી અંધારૂં ટળી જાય છે અને જ્ઞાનનો પ્રકાશ થાય છે, એ પ્રકાશ થતાં પેલું માનવાનું મીટી જાય છે, એટલે જે બંધન હતું તે જતું રહે છે. શોકનું કારણ જયાં નાશ પામે ત્યાં શોક પછી કયાંથી હોય.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनू ँ स्वाम् ॥ २२ ॥

એ આત્મા સમજાવ્યાથી પ્રાપ્ત થતો નથી, બુદ્ધિથી નહિ, બહુ શાસ્ત્ર સાંભળ્યાથી નહિ. તેનું જે ચિંતન કરે છે અથવા જે તેની પ્રાર્થના કરે છે–સ્તુતિ કરે છે તેને તે પ્રાપ્ત થાય છે, અને એવા માણસને આત્મા પોતાનું ય

થાર્થ સ્વરૂપ પ્રગટ કરે છે.

બહુ ભણાવ્યાથી આત્માની ઓળખ થતી નથી, તેમ એકલી સંસાર વ્યવહારમાં જે બુદ્ધિ કહેલી છે તે બુદ્ધિથી પણ આત્મજ્ઞાન થતું નથી, તેમ ઘણા શાસ્ત્ર વાંચ્યા અથવા સાંભળ્યાં તેથી પણ થતું નથી. વેદ અને શાસ્ત્રમાં કુશળ હોય તેવા, વેદ અને શાસ્ત્રના ભણાવનારા, બહુ પોથાં વાચ્યાં હોય તેવા, સંસાર વ્યવહારમાં મોટા પ્રતિષ્ટિત ગણાતા, પુરૂષો હોય તેઓને એ આત્મા સમજાતો નથી. ત્યારે આત્માને કોણ ઓળખે છે? જે માણસ આત્માનેજ શોધે છે, તેનુંજ નિષ્કામ ચિંતન કરે છે, તેનેજ આત્મા પોતાના ખરા સ્વરૂપનું દર્શણ કરાવે છે.

**नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः । नाशान्तमानसो वाऽपि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २४ ॥**

પાપ કર્મ કરવાથી જે અટકયો નથી, જેની ઇંદ્રિયો શાંત થઈ નથી, ચિત્તની ચંચળતા જેની ગઈ નથી, જે શાંત મનવાળો નથી, તે આત્માને પામતો નથી, વિજ્ઞાનથીજ તેને પામી શકાય છે.

માણસ ઘણો બુદ્ધિવાળો, બહુ ભણેલો હોય, ગમે તેવો મોટો હોય પણ વ્યભિચાર, અસત્ય ભાષણ આદિ પાપ કરતો હોય તો તેને આત્માની કદાપી ઓળખ થવાની નહિ. જ્યાં લગી વિષય ભોગની વાસના છે, ત્યાં સુધી તે બંધાયલો છે. તેનું અંતઃકરણ ત્યાં સુધી નિર્મળ થયું નથી. નિર્મળતા, એકાગ્રતા; એ અવશ્યનાં છે. આરસીમાં પોતાનું રૂપ જોવું હોય તો આરસી ઘણી ચોખી હોવી જોઇયે અને તેવી હોય તે છતાં તે હાલતી હોય તો તેમા બરાબર દેખાયનહિં. ત્યારે જે પુરુષનાં આચરણ સારાં થયલાં છે, ઇંદ્રિયોની ચંચળતા જેને રહી નથી, ચિત્ત જેનું સ્વસ્થ છે, શાંત મનવાળો જે થયો છે, તેને શાસ્ત્રમાં જે જ્ઞાન કહેલું છે તે જ્ઞાન વડે આત્માના દર્શણ થાય છે.

**यस्य ब्रह्म च क्षत्रञ्च उभे भवत ओदनम् । मृत्युर्यस्योप**

सेचनं क इत्था वेद यत्र सः ॥ २५

જેને બ્રાહ્મણ અને ક્ષત્રિ બન્ને ભોજન રૂપ–ભક્ષ છે, અને મૃત્યુ શાક છે–તેને કોણ જાણી શકે કે ક્યાં છે.

બ્રાહ્મણ અને ક્ષત્રી એ બેને વડેજ સંસારમાં સુખ અને શાંતિ થાય છે. ધર્મને કરવાવાળા-ધારણ કરનારા બ્રાહ્મણો છે અને સહુનું રક્ષણ કરવાવાળા ક્ષત્રી છે. એ બે વર્ગ–જાતી મુખ્ય છે તેથી તેને પ્રગટરીતે અહીં કહેલી છે, તે પણ જેનું ભક્ષ થઈ જાય છે, એટલુંજ નહિ પણ સહુનો નાશ કરવાવાળું જે મૃત્યુ તેતો પુરૂં-સારૂં ભક્ષ પણ નથી, ફક્ત શાક જેવું છે, એટલે તેનો પણ પ્રલય સમયે અંત આવે છે, એવો જે આત્મા-તેને માટે સાધારણ માણસ કેમ કહી શકે કે ફલાણી જગે છે ?

## બીજો વલ્લી સમાપ્ત





## વલ્લી ત્રીજો

**ऋतं पिबन्तौ स्वकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्द्धे। छाया ऽऽ तपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥ १**

બન્ને, પોતાના કરેલાં કર્મના ફળને લોકમાં ભોગવતાં, ગુફામાં ભરાઇ રહેલા, અને ઉત્કૃષ્ટ સ્થાનને પામેલા-તે બેને, બ્રહ્મને જાણનારા, છાયા અને પ્રકાશ કહે છે, અને તેમજ પંચાગ્નિ સાધવાવાળા અને ત્રણ વાર નચિકેત નામે અગ્નિને જેણે કરેલો છે તેપણ (કહે છે)

હવે જીવ અને ઇશ્વર ને વિશે-એટલે એ બન્નેને વિશે કહે છે. અવિદ્યાથી છવાયલો જીવ છે, અને વિદ્યા રૂપ ઇશ્વર છે. વિદ્યા અને અવિદ્યા બન્નેનાં ફળ એક બીજાથી ઉલટાં છે એમ કહ્યું છે પણ તે ફળ સહિત બન્ને કેવા છે તે કહ્યું નથી, માટે તે હવે કહી બતાવે છે. જીવ પોતાનાં કરેલાં કર્મનાં ફળ ભોગવે છે એટલે પોતાના કરેલાં પુણ્ય અને પાપનાં જે સુખ દુખ તેને ભોગવે છે, અને ઇશ્વર તે પ્રમાણે ભોકતા નથી, પરંતુ બુદ્ધિ રૂપી ઉપાધિને લીધે બન્ને ભોગવતા હોય એમ

જણાય છે અને કહેવાય છે, જેમકે બે માણસ જતા હોય તેમાંથી એ કે છતરી ઓડેલી હોય તો તે બંન્ને જણાને જોનારો માણસ એમ કહે કે પેલા છતરીવાળા માણસ જાય છે. ઈશ્વર તો કર્મનાં ફળને આપવા વાળો અને શાક્ષી રૂપ છે. આનંદઘનજીએ એક પદમાં કહ્યું છે કે

॥ તરૂવર એક પંખી દો બેઠે, એક ગુરૂ એક ચેલા,
ચેલેને જગ ચુન ચુન ખાયા, ગુરૂ નિરંતર ખેલા ॥ અબધુ
સો યોગી ગુરૂ મેરા, ઉસ પદકા કરો નિવેડા ॥ અબધુ

બુદ્ધિ રૂપી વૃક્ષમાં જીવ અને ઇશ્વર રૂપી બે પક્ષી રહેલાં છે, તે માં જીવ કર્મ રૂપી ફળને ખાયાં કરે છે અને ઈશ્વર તે જોયાં કરે છે. તે જીવ અને ઇશ્વર અલ્પજ્ઞ અને સર્વજ્ઞ એમ ઉલટા ગુણવાળા છે.

લોકમાં ભોગવતા એમ અર્થ લેતાં આ સૃષ્ટિમાં ભોગવતા એમ દેખાય છે. કેટલાક, લોકનો સંબંધ, ગુફાની સાથે ગણે છે અને લોકમાં ગુફાને વિશે ભરાઈ બેઠેલા છે એવો અર્થ કરે છે. લોક એટલે શરીર પણ સમન્વય શરીરમાં સર્વ લોકનાં સ્થાન છે. સ્વર્ગ, અંતરિક્ષ. પૃથ્વી, પાતાળ એ શરીરમાં સ્થિત છે. શરીરમાં જે ગુફા કહી અને તેમાં ઉત્કૃષ્ટ સ્થાન કહ્યું તે બુદ્ધિ રૂપી ગુફા છે અને સ્થાન તે હૃદયાકાશ છે. રૂદયમાં પરબ્રહ્મની જ્યોત પ્રકાશે છે માટે તેને ઉતકૃષ્ટ સ્થાન કહ્યું છે. એમાં રહેલા જીવ અને ઈશ્વરને સંસારી અને અસંસારી બન્ને વિદ્વાનો છાયા અને પ્રકાશ કહે છે. પંચાગ્રી સાધવાવાળા ગૃહસ્થ પણ કહે છે અને જેઓએ નાચિકેતા નામે ત્રણ વાર અગ્નિને પરિપુર્ણ કરેલો છે, યજ્ઞ કરેલા છે તે પણ કહે છે. પંચાગ્નિ એટલે પાંચ અગ્નિ–તે પાંચ કિયા ? ગાર્હપત્ય. દક્ષિણાગ્નિ, આહ્વનીય, સભ્ય અને અવસથ્ય. -એ પંચાગ્નિ કરવાવાળો ગૃહસ્થ, અથવા માતા, પિતા, આચાર્ય, અતિથિ અને પરમાત્મા એ પાંચ તેજસ્વિ અગ્નિની સેવા કરવા વાળો ગૃહસ્થ. વળી સ્વર્ગ લોક, મેઘ, પૃથ્વિ, પુરૂષ અને સ્ત્રી એને વિશે પાંચ અગ્નિની ધારણ કરવા વાળો અગ્નિ હોત્રી ગૃહસ્થ.

યઃસેતુરીજાનાનામક્ષરં બ્રહ્મ યત્પરમ્। અભયં તિતીર્ષતાં

**पारं नाचिकेतश् शकेमहि ॥ २ ॥**

જે યજ્ઞ કરવાવાળાનો પુલ છે, અવિનાશી સર્વો-તમ બ્રહ્મ છે. તરવાની ઈચ્છા રાખનારનો ભય વગરનો જે કીનારો છે, તે નાચિકેત અગ્નિને જાણવાને, અમે સમર્થ છૈએ.

વિધિ યજ્ઞ, જ્ઞાન યજ્ઞ અને યોગ યજ્ઞ એવા ત્રણ પ્રકાર છે. વિધિ યજ્ઞ એટલે અગ્નિ હોત્રાદિક. જેમ નદી અથવા મોટું તળાવ હોય તેને સામે પાર જવાને માટે પુલ બનાવેલો હોય, તેમ આ સંસારમાં દુખ રૂપી જળને ઓળંગીને પાર જવાને માટે પુલ છે

**आत्मानश् रथिनं विद्धि शरीरश् रथमेव तु। बुद्धिन्तु सारथिं विद्धि मन प्रग्रहमेव च ॥ ३ ॥**

આત્માને રથનો સ્વામિ જાણ, અને શરીરને રથ, બુદ્ધિને સારથિ જાણ, મનને લગામ અથવા અછોડા (જાણ).

અહીં રથનું વર્ણન કરીને બધું સમજાવે છે. પાપ પુણ્ય રૂપ કર્મનાં ફળને ભોગવનારો જીવ છે, તેરથી છે, એટલે આત્મ રથનો સ્વામી છે. શરીર રૂપી રથ છે, બુદ્ધિ રૂપી સારથિ શરીર રૂપી રથને ચલાવનારો છે, મન રૂપી લગામ અથવા દોર છે. નિશ્ચયાત્મક અંતઃકરણની જે વૃત્તિ તે બુધ્ધિ, મન કેવું છે કે સંકલ્પ વિકલ્પ કરવાવાળું

**इन्द्रियाणि हयानाहु विंषयाश् स्तेषु गोचरान्। आत्मेंद्रिय मनोयुक्तं भोक्ते त्याहुर्मनीषिणः ॥ ४ ॥**

ઇંદ્રિઓને ઘોડા કહે છે, ઇંદ્રિયોના વિષય માર્ગ અથવા રસ્તા છે, ઈંદ્રી અને મન સહિત જે આત્મા તેને વિવેક બુધ્ધિવાળા ભોકતા કહે છે.

ઇંદ્રીઓ રૂપી ઘોડા રથને જોડેલા છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અ

ને ગંધ એ ઇંદ્રીના વિષય છે. એ ઇદ્રી રૂપી ઘોડા ચાલે છે કયાં? એ વિષયમાં—માટે શબ્દ સ્પર્શાદિક વિષયને માર્ગ કહેલા છે. કેવળ આ ત્માને ભોકતાપણું નથી. પણ દેહ, ઇંદ્રિ, મન એટલું એકઠું થવાથી ભાકતાપણું તેને વિશે દેખાય છે. પણ ખરી રીતે તો ઉપાધી વિના નો આત્મા તો શુધ્ધજ છે અને તેને કરતાપણું અને ભોગતાપણું છે જ નહિં.

यस्त्व विज्ञानवान् भवत्ययुक्तेन मनसासदा। तस्येन्द्र याण्य वश्यानि दुष्टाश्वा इव सारथे ॥ ५ ॥

જે અવિવેકી થાય, અને હંમેશ એકાગ્ર અથવા સાવધ જેનું મન નથી, તેને, રથ હાંકનારને દુષ્ટ ઘોડાઓ ની પેઠે, ઇંદ્રીઓ વશ રહેતી નથી.

રથનો હાંકનારો હોશીઆર નહી હોય, કીયે રસ્તે ઘોડાઓને લઈ જવા અને કેવી રીતે લઇ જવા તે જાણતો નહિં હોય અને તેનું ચિત્ત ઠેકાણે નહિં હોય—તે સાવધ નહિં હોય તો શું થાય છે? ઘોડાઓ મસ્ત બનીને આડે અવળે રસ્તે ચડી જાય અને નુકસાન કરે. તેજ પ્રમાણે શરીર રૂપી રથના સંબંધમાં સમજવાનું છે. બુધ્ધિ રૂપી સારથિ સમજદાર જોઈયે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ વિશે તેની સમજણ હોવી જોઈએ. ઇંદ્રીઓ મન રૂપી દોરને વશ રહેવી જોઇયે, એ મન સંકલ્પ વિકલ્પ વાળું છે એટલે પળમાં આ બાજુએ અને પળમાં બીજી બાજુએ એમ હાલતું ને ચાલતું રહે એવું છે. પણ તેને હાથમાં જોરથી પકડી રાખીને ડગવા નહિં દેવું, જે વેળાએ તેને જેમ વાળવું હોય તેમ તે વેળાયે વાળવું. એ પ્રમાણે ઘોડાઓને પોતાના અખ્તિઆરમાં રાખવા.

यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा। तस्येंद्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ ६ ॥

જે વિવેકવાળો છે અને મન સદા સાવધ છે તેને, ર થ હાંકનારાને સારા ઘોડાઓની પેઠે, ઇંદ્રીઓ વશ રહે છે.

અભ્યાસ અને વૈરાગ્યથી જેનું મન વશ છે, સત્ અને અસત્નો જે સમજનાર છે, તેને ઇંદ્રીઓ વશ રહે છે. જ્યારે મન રૂપી લગામ બરાબર હાથમાં પકડાયલી છે ત્યારે ઇંદ્રીઓ રાગ દ્વેષ રહિત પોત પોતાનું કામ કરે છે, એટલે તેની પાસે જે કામ કરાવવું હોય તે તે ક રે છે અને તે સ્વચ્છંદિ અને દુષ્ટ થતી નથી, અને આવી રીતે થવાથી દુ:ખને બદલે સુખની પ્રાપ્તિ થાય છે.

**यस्त्व विज्ञानवान् भवत्य मनस्कः सदाऽशुचिः । न स तत्पदमाप्नोति संसारञ्चाधिगच्छति ॥ ७ ॥**

જે વિવેક વગરનો, વ્યાકુળ અથવા અવ્યવસ્થિત મનવાળો, હંમેશ અશુધ્ધ, હોય છે તે તે (પરમ) પદને પામતો નથી, ને સંસારમાં ફરી ફરીને આવે છે.

જેના સારથિને ઘોડા વશ નથી અને તેથી જે ધારેલી જગાએ જ ઇ શકતો નથી, તેમજ જે માણસની ઇંદ્રીયો વશ નથી, છળ, કપટ, વગેરે દોષથી જે મલિન-મેલો છે, જેના મનનું ઠેકાણું નથી, તેવો મા ણસ વિષયોમાં ફસાઇ પડે છે અને તેથી તેમાંને તેમાં તેની વાસના રહે છે અને તે છેવટ પરમપદને-શાંતિ-ને નહી પામતાં જનમ મરણ માં કુટાયાં કરે છે. અશુદ્ધ છે, એટલે માત્ર બહારથી મેલો છે એમ સ મજવું નહી, બહાર પણ પવિત્રતા જોઈયે અને અંતરમાં પણ જોઇયે. નાહવું, અને ધોવું એ ફકત બહારની શુધ્ધિ કરે છે પણ સદ્ગુણ ભાવ ના અને સત્ કર્મ વિના તે શુધ્ધિ નકામી છે. અંતકરણની પણ શુધ્ધિ હોવી જોઇયે

**यस्तु विज्ञानवान् भवति, समनस्क सदा शुचिः । स तुतत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ ८ ॥**

વિવેકવાળો, એકાગ્ર મનવાળો, હમેંશ શુદ્ધ, જે હોય છે તે, તે પદને પામે છે અને ફરીથી જન્મ લેતો નથી.

શરીર, ઇંદ્રી, મન, જેનાં શુદ્ધ થયાં છે, જે વિચાર કરવાવાળો છે, જેનું મન પોતાને વશ છે તે સંસારથી છુટીને બ્રહ્મ પદને પામે છે અને તેનો ફરી જન્મ નથી, કેમકે જેનો સારથિ--ઘોડા હાંકવાવાળો હોશીઆર છે અને ઘોડાને બરાબર લગામ ખેંચીને વશમાં રાખે છે તે ધારેલી જગાએ સહિ સલામત જઇ પહોંચે છે.

विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः। सोऽध्वनः पार माप्नोति तद्विष्णोः परम्पदम् ॥ ९ ॥

વિવેકવાળો જેને સારથિ છે, જે એકાગ્ર ચિત્તનો છે તે રસ્તો પાર ઉતરી જાય છે, વિષ્ણુના પરમપદને પામે

અર્જુનને જેમ શ્રી કૃષ્ણ સરખા સારથિ હોવાથી તેના મનની અભિલાષા પાર પડી તેમ ઉપર કહેલા શુદ્ધ પવિત્ર મનુષ્યને પરમાર્થ વિશે વિવેકશીળ બુદ્ધિ રૂપી સારથી હોય તો તે માણસ પાર પડે છે.

इन्द्रियेभ्यः पराह्यर्था अर्थेभ्यश्च परंमनः। मनसश्चपरा बुद्धि र्बुद्धे रात्मा महान् परः ॥ १० ॥

ઇંદ્રિયોથી, ઇંદ્રિયોના વિષય સૂક્ષ્મ અથવા પર છે, તે વિષયથી મન સૂક્ષ્મ છે, મનથી બુદ્ધિ સૂક્ષ્મ છે, અને બુદ્ધિથી સુક્ષ્મ મહત્તત્વ છે.

હવે સ્થૂળ ઇંદ્રિયોથી લઈને છેક આત્મા લગીની પરંપરા બતાવે છે. સર્વના અંતરમાં આત્માજ છે એમ કહીને તેને વિવેક વગેરેથી સંપાદન કરવાની જરૂર છે, એમ કહે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વિના સાર રૂપ છે, અને તે ઇંદ્રિયોનાં કારણ છે. ઇંદ્રીયોથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ પર છે. પૃથ્વિથી ના

સિકા, જળથી જીભ, અગ્નિથી નેત્ર, વાયુથી ત્વચા, અને આકાશથી શ્રવણ–કાનની ઉત્પત્તિ છે. જે તત્વથી જે ઇંદ્રી ઉત્પન્ન થઈ છે તેજ તત્વના સારને તે ઇંદ્રિ ગ્રહણ કરે છે. કાર્યથી કારણ સૂક્ષ્મ હોય છે તેથી ઇંદ્રિથી ઇંદ્રિના વિષય સૂક્ષ્મ છે. વિષયોનું કારણ મન છે, માટે મન તેનાથી સૂક્ષ્મ છે. મન સંકલ્પ વિકલ્પવાળું છે અને તેનાથી કંઈ નિશ્ચય થઈ શકતું નથી. નિશ્ચય કરવાવાળી બુદ્ધિ છે, માટે બુદ્ધિ મનથી પર છે. સમષ્ટિ હિરણ્ય ગર્ભની બુધ્ધિ વ્યષ્ટિ બુધ્ધિનું કારણ છે, માટે એ જે વ્યષ્ટિ બુધ્ધિ કહી તેનાથી સમષ્ટિ બુધ્ધિ પર છે. હિરણ્ય ગર્ભ તે તે છે કે જેમાંથી સકળ શ્રષ્ટિ નીપજેલી છે. બહારના જે વ્યવહાર તેજ બંધનનું કારણ છે. આત્મા સર્વથી સૂક્ષ્મ છે. દેહ અને ઇંદ્રિયો સ્થૂળ છે, ત્યારે સૂક્ષ્મનું ચિંતન કરવાને સ્થૂળનું અભિમાન તજવાની જરૂર છે, કેમકે મુક્તિ આત્માની ઓળખથી થાય છે. તે ઓળખ અંતરમાં કરવાની છે, ત્યારે જેમ જેમ સ્થૂળ તજાતું જાય તેમ તેમ અંતરમાં દૃષ્ટિ વધારે પહોંચે. માટે અહિં પરંપરા–ચઢવાની નિસરણી બતાવી છે.

**महतः परमव्यक्त मव्यक्तात्पुरुषः परः। पुरुषान्नपरं किञ्चित्सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥**

**મહતત્વથી સૂક્ષ્મ માયા છે, માયાથી પુરૂષ–પરમાત્મા પર છે, પુરૂષથી પર કંઇજ નથી, એજ અવસ્થા છેવટની છે, અને તેજ શ્રેષ્ટ ગતિ છે.**

સમષ્ટિ બુધ્ધિને શ્રુતિમાં મહત્તત્વ કરીને કહે છે, મહત્તત્વની ઉત્પત્તિ માયા છે, એ માયા મહત્તત્વથી સૂક્ષ્મ છે. એ માયા પણ ચૈતન્યની અપેક્ષા રાખે છે, તેથી એ માયાથી પર પુરૂષ છે. એ પુરૂષ તે વ્યાપક આત્મા છે અને તેને કાંઈ અપેક્ષા નથી; માટે એ ચૈતન્ય સહુથી છેવટની ભૂમિ છે, અને ઊંચામાં ઊંચુ ફળ એજ છે. સત્વગુણ, રજોગુણ અને તમોગુણ સમાન રહેલા હોય તેજ સ્થિતિ પ્રકૃતિ અથવા માયા છે. આ પરંપરામાં એક વસ્તુનું બીજાું કારણ અને તે કારણનું પાછું કારણ એમ બતાવેલું છે. જેમ પૃથ્વિનું કારણ પાણી, પાણીનું અગ્નિ, અગ્નિનું વાયુ, વાયુનું

આકાશ ઇત્યાદી. આથી એકજ વસ્તુ જુદા જુદા રૂપથી જણાય છે એમ બતાવ્યું છે. એક કવિતામાં કહ્યું છે કે—

"એક તણું રૂપાંતર સારી સૃષ્ટિ લીલા ભાસેરે
એક તત્વ સંધે નિરખે તે, અંતર જેહ વિમાસેરે ॥ એક
દુધ હોય તે દહિં રૂપ થાએ, દહિં તે છાસ બને છેરે
છાસ થકી માખણ થાએ ને તેથી ઘૃત નિપમે છેરે ॥ એક
× × × × × ×
તેમ અખિલ બ્રહ્માંડ તણુંજો, મહા ભૂત કારણ છેરે
મહા ભૂતનું સૂક્ષ્મ ભૂત તે, સાચે મુળ ધારણ છેરે ॥ એક
અહંકારનું કાર્ય સદા તે, સૂક્ષ્મ ભૂત દરશાએરે
અહંકારનું કારણ તેમજ મહત્તત્વ કહેવાએરે ॥ એક
મહત્તત્વ તે પ્રકૃતિ કેરૂં તેમ કાર્ય છે નિશ્ચયરે
પ્રકૃતિ છે ઇશ્વરને આશ્રય, વિશ્વ વિશે લીલામયરે ॥ એક"

**एष सर्व्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते । दृश्यते त्वग्र्या बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १२ ॥**

એ આત્મા પ્રાણી માત્રમાં છુપો રહેલો છે, તે પ્રગટ દેખાતો નથી, તિવ્ર અને સૂક્ષ્મ બુદ્ધિ વડે સૂક્ષ્મ વસ્તુ જોવાવાળાને તે દેખાય છે.

એ આત્મા પ્રાણી માત્રમાં રહેલો છે, એટલે બ્રહ્માથી લઈને તે છેક તૃણ લગી—સર્વમાં, કેમકે જીવ વિનાની કંઈ વસ્તુ છેજ નહિ, છુપો રહેલો છે એટલે અવિદ્યાથી ઢંકાઈ ગયલો છે અને તેથી અજ્ઞાનીની દૃષ્ટિએ તે આવતો નથી. વળી તે ઘણોજ સૂક્ષ્મ છે એટલે સૂક્ષ્મ દૃષ્ટિ વિના જણાય પણ નહિં. પણ ઊપર સૂક્ષ્મથી સૂક્ષ્મની જે પરંપરા આપી તે જાણનારને તે દેખાય. જેનું મન ઇંદ્રીઓને વશ છે, જેઓ વિષયમાં ગર્ક છે તેને તો કોઈ દહાડો તે દેખાય નહિં, પણ બહારના વિષયથી ઇંદ્રિયોને ખેંચીને જે અંતરમાં તેમને વાળે છે તેમને તે દેખાય.

**यच्छे द्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छे ज्ज्ञान आत्मनि। ज्ञान मात्मनि महति नियच्छेत्तद्यच्छे च्छान्त आत्मनी ॥ १३ ॥**

**વિવેકી અથવા વિદ્વાન ઇંદ્રીઓને મન વિશે લય કરે, મનને પ્રકાશ સ્વરૂપ બુધ્ધિ વિશે લય કરે, બુધ્ધિને મહત્તત્વમાં લય કરે અને મહત્તત્વને શાંત સ્વરૂપ આત્મા વિશે લય કરે.**

આત્માનું સૂક્ષ્મ બુદ્ધિથી કેવી રીતે ગ્રહણ થાય તે હવે બતાવે છે, અને યોગનો ઉપદેશ કરે છે. પરમાર્થ સંબંધી જ્ઞાનમાં જે તત્પર છે તેજ વિદ્વાન અને વિવેકી સમજવા. સાધારણ બુદ્ધિ જેને કહે છે તે બુધ્ધિવાળા નહિં. તેણે શું કરવુ તે કહે છે. પહેલું કહ્યું કે ઇંદ્રિયોને મનમાં લય કરે, એટલે પાંચ કર્મેંદ્રિ અને પાંચ જ્ઞાનેંદ્રિ એ સઘળીને પોતપોતાનું કર્મ-પોતાનો વેપાર કરતાં અટકાવે, ત્યારે પછી મન રહે-મનનો વેપાર નાના પ્રકારની ઈચ્છા કરવાનો છે, તે અટકાવવો એટલે તેને ગમે તેમ દોડવા નહિ દેવું ને તેને બુધ્ધમાં લય કરવું. બુધ્ધિને મહત્તત્વમાં લય કરવી, અને મહત્તત્વને આત્માને વિશે લય કરવું. તે આત્મા શુધ્ધ બ્રહ્મ છે, અને શાંત સ્વરૂપ છે. જ્યાં લગી વ્યવહાર છે ત્યાં સુધી શાંતિ નથી, માટે તે શાંતિને પામવાને માટે સઘળા વ્યવહાર બંધ થવા જોઈયે અને તે માટે ઉપર પ્રમાણે કહેલું છે. કર્મેદ્રિનો ત્યાગ કેમ થાય ? જ્ઞાનેંદ્રિનો ત્યાગ કેમ થાય ? એને માટે એક કવિતામાં કહ્યું છે કે

॥ કર્મેદ્રિઓનો મન તજવાથી, ત્યાગ તે શ્રેષ્ઠ ગણાયરે ॥
જ્ઞાન ઇંદ્રી તણો ત્યાગ તો નિપને, જો કદી બુધ્ધિ તજાયરે ॥

ઊપર પહેલી આત્માથી લઈને છેક સ્થૂળ દેહ સુધીની પરંપરા બતાવી અને અહિં તે પરંપરાનો શો ઊપયોગ કરવો તે કહ્યું છે

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्नि बोधत। क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथ स्तत्कवयो वदन्ति ॥ १४॥**

ઉઠો, જાગ્રત થાઓ, શ્રેષ્ટ ગુરૂને પામીને, આત્માને ઓળખો, એ મારગ સુગમ–સ્હેલો નથી, અસ્તરાની તિક્ષ ણુ ધાર ઉપર ચાલવાનું કઠિન છે, એમ બુધ્ધિમાન પુ રૂષ કહે છે

હે મનુષ્યો, ઊઠો, ઊઠો, આળસ છાંડો, ઊંઘમાંથી જાગ્રત થઈ જાઓ. એ ટલે એમ કહે છે કે આળસુ બેશી રહ્યાથી કંઈ કામ સિધ્ધ થતું નથી પણ તે કરવાને માટે પ્રયાસ કરવાની જરૂર છે. અભ્યાસ વિના આ કામ થાય એવું નથી, માટે ઊઠો, ઊંઘમાંથી જાગ્રત થાઓ, અવિદ્યા રૂપી ઊંઘમાં તમે કંઈ જાણતા નથી, માટે તે દુઃખકારક ઊંઘને છોડો. અજ્ઞાનની નિવૃત્તિ જ્ઞા નથીજ થાય, તે જ્ઞાન કેમ મેળવવું ? તે મેળવવાને માટે સદ્દ ગુરૂ શોધી ક હાડો, તે એવો કે જે આત્માના યથાર્થ સ્વરૂપને જાણતો હોય, કેમકે જે પોતે નહિં જાણતો હોય તે બીજાને શું બતાવે. માટે એવા સદ્ ગુરૂનો બો ધ--ઊપદેશ લઈને આત્માને ઓળખો. આ પરમાર્થનો મારગ કંઈ સહેલો નથી. એ રસ્તો તો ઘણોજ વિકટ છે. તે કેવો મુશ્કેલ છે તેને માટે કહે છે કે અસ્તરાની તિક્ષણ એટલે ઘસીને બારીક કરેલી ધાર જેવી હોય છે તે વો છે. એવી ધાર ઊપર પગ મુકીને ચાલવાનું કેવું કઠિન અને જોખમ ભરે લું છે. ! ધીરો ભગત કહે છે કે " ખબડદાર મનસુખાજી ખાંડાંની ધારે ચડવું છે."

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽ रसन्नित्य मगन्ध वच्चयत् । अनाद्यनन्तम्महतः परन्ध्रुवं निचाय्य तन्मृत्यु मुखात्प्रमुच्यते ॥ १५ ॥

તે શબ્દ રહિત, સ્પર્શ રહિત, રૂપ રહિત, અવિના શી તથા રસ રહિત, નિત્ય એટલે સદા એક રસ, ગંધ રહિત, આદિ અને અંત રહિત, મહત્તત્વથી પણ પર, અચળ છે, તેને જાણીને મોતના મ્હોડામાંથી છુટાય છે.

અશબ્દં-શબ્દ ગુણ આકાશનો છે. તે શબ્દ રહિત છે એટલે આકા
શથી પણ ન્યારો છે. એમ એક પછી એક પાંચે તત્વને માટે બતાવે છે,
સ્પર્શ ગુણ વાયુનો છે, તે વાયુથી પણ ન્યારો છે. રૂપ ગુણ અગ્નિનો છે, તે
થી પણ તે ન્યારો છે. રસ ગુણ જળનો છે, તે જળથી પણ ન્યારો છે, અ
ને ગંધ ગુણ પૃથ્વીનો છે, તે પૃથ્વીથી પણ ન્યારો છે. શબ્દ, સ્પર્શ, રૂપ,
રસ અને ગંધ એ પાંચે ગુણવાળી પૃથ્વી છે તે સ્થૂળ છે, જેમ જેમ ઉપર
ચડતા જઈએ તેમ તેમ એકેક ગુણ ઓછા થાય છે. એમ કરતાં આકાશ તત્વ
બધાથી વધારે સૂક્ષ્મ છે એમ જણાય છે, તે આકાશથી પણ સૂક્ષ્મ મહત્ત
ત્વ છે તેનાથી પણ તે ન્યારો છે. જે વસ્તુઓ શબ્દ વગેરે ગુણ વાળી છે તે
નાશવંત છે, અને બ્રહ્મ જ્યારે એ ગુણ રહિત છે તો ખુલ્લું છે કે તે નાશ
રહિત છે અને તેથી તે નિત્ય છે, એટલે સદાય એક રસ છે, તેનામાં જરાપ
ણ ફેરફાર-વધઘટ થતાં નથી. તેને આદિ નથી. તે કોઈ વખતે ઉત્પન્ન થ
યેલો નથી, એટલે તેનું કંઇ કારણ નથી. જેને જન્મ તેને મર્ણ, જેને આ
દિ તેને અંત. જેનાથી જે વસ્તુની ઉત્પત્તિ હોય તેમાં તે વસ્તુ લીન થઈ
જાય છે, સમાય છે. બ્રહ્મ તો કારણ કાર્ય રહિત છે જેને શરૂઆત હોય
તેને છેડો હોય પણ શરૂઆત જેને નથી તેને છેડો પણ નથીજ. તે નિ
ત્ય જ્ઞાન સ્વરૂપ છે તેથી મહત્તત્વથી પણ નિરાળો છે. અચળ છે તે સર્વ
વ્યાપક છે, નિર્વિકાર છે અને કોઈ પણ જગો એવી નથી કે જ્યાં તે ન
હિ. તે બધે પરિ પૂર્ણ છે અને તેથી તેને ગતિ સંભવતિ નથી. ગતિ હોય
તો નિર્વિકારપણું નહિ ઘટે. માટે તે અચળ છે. એવું આત્માનું-એટલે
બ્રહ્મ રૂપ જે આત્મા છે તેનું સ્વરૂપ જો બરાબર ઓળખાયું તો પછી જ
ન્મ મરણનો ત્રાસ રહેતો નથી.

**नाचिकेतमुपाख्याने मृत्युप्रोक्तं सनातनम् । उक्त्वा**
**श्रुत्वा च मेधावी ब्रह्म लोके महीयते ॥ १६ ॥**

યમરાજાએ નચિકેતાને કહેલું આ પુરાતન આખ્યા
ન કહીને તથા સાંભળીને બુધ્ધિમાન પુરૂષ બ્રહ્મ લોકને
વિશે મહિમા પામે છે.

શ્રદ્ધા રાખવાની જરૂર છે તે તથા આ આખ્યાનનો મહિમા કેવો છે તે અહીં કહ્યું છે. ગુરૂની પાસે જે સાંભળે અને શિષ્યોને જે સંભળાવે તેનું કલ્યાણ થાય છે.

**य इमं परमं गुह्यं श्रावयेद्ब्रह्मसंसदि। प्रयतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते। तदानन्त्याय कल्पते ॥ १७ ॥**

આ અત્યંત ગુપ્ત જ્ઞાન બ્રાહ્મણોની સભામાં અથવા શ્રાદ્ધ કાળે, પવિત્ર થઈને સંભળાવે તે અનંત ફળ મેળવવાને શકિતમાન્ થાય છે–અનંત ફળ મેળવવાને શકિતમાન્ થાય છે.

## ત્રીજો વલ્લી સમાપ્ત.





## વલ્લી ચોથી.

**पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ्‌ पश्यति नान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ १ ॥**

સ્વતંત્ર એવો જે પરમેશ્વર તેણે બહારના વિષયમાં ઇંદ્રિયોને હાંકી કહાડી અથવા વાળેલી છે તેથી માણુસ બહાર જોય છે અને ભિતરમાં—અંતરમાં—અંદર નહિ. જેની આંખ ઢાંકેલી છે એવો કોઇ ધ્યાનશીલ પુરૂષ મોક્ષની ઇચ્છા રાખતો અંતઃકરણમાં રહેલો જે આત્મા તેને જોય છે

સૂક્ષ્મ બુદ્ધિ વડેજ આત્માનું દર્શાણ થાય એમ કહેવામાં આવેલું છે, તેને માટે હવે અહીં કારણ કહે છે. સ્વયંભૂ એટલે જે પોતેજ, સ્વતંત્ર, છે અને જે પરતંત્ર નથી એટલે જેની સ્થિતિને કંઈ આધાર અથવા કારણ નથી તે પરમેશ્વરે ઇંદ્રિયોને-એટલે આંખ, કાન વગેરે ઇંદ્રિયોને બહાર હાંકી કહાડી છે. ઈંદ્રિયના વિષય શબ્દ સ્પર્શ વગેરે છે, તે બહારના છે અને તે

વિષયો તરફ ઇંદ્રિયોને વાળેલી છે. એથી કરીને ઇંદ્રીયોનું સ્વભાવિક વલણ તે વિષય જે અનાત્મક છે તેને જોવાનું છે. હાંકી કહાડી છે અથવા કહાડી મુકી છે એમ કહેવાનું તાત્પર્ય એ છે કે તેને પોતાની હજુરમાંથી દુર કરી છે. જેમ કોઈ રાજા પોતાના નોકરને ગામ બહાર કહાડી મુકે છે અથવા પોતાના દરબારમાંથી દુર કરે છે તેમ—અથવા મંદીરમાં જેમ ઠાકોરજીના દર્શણ કોઇને બંધ કરવામાં આવે તેમ—જ્યારે ઈંદ્રિયો વિષય તરફજ જોઈ રહે છે ત્યારે અંદર—અંતરમાં તે કેમ જોઈ શકે ? કદી નહિં. શબ્દાદિ વિષયનું જાણવું કયારે થાય છે ? જ્યારે વિષય, ઇંદ્રિય, મન અને જીવાત્મા એ સઘળા એક દોરીથી જોડાય છે ત્યારે. માટે ઇંદ્રિયોને આત્મા સ્વરૂપનું દર્શણ સંભવતું નથી. ત્યારે વિષયમાં મચી રહેલો માણસ આત્માને જોઈ શકતો નથી એ સિદ્ધ છે. પણ કોઈક વીરલા આત્માને જોઈ શકે છે. જેણે ઇંદ્રિયોને રોકી છે અને જેણે સઘળી વૃત્તિ અંતરમાં વાળેલી છે તે વીરપુરૂષ જોઈ શકે છે. પણ સવાલ એ છે કે આટલું બધું કરીને આત્માને જોવાથી લાભ શો ? તેનો ઊત્તર એવો છે કે લાભ ઘણોજ મોટો છે. મરવું એ સાધારણ ધર્મ છે, એ મરવાથી ઊગરવું એના જેવો બીજો મોટો લાભ કિયો ? કેમકે જન્મ ને મરણ એ કેવળ દુ:ખનું કારણ છે. સુખને માટે ફાંફાં મારે છે તે છતાં તે મળતું નથી, સુખની ઈચ્છા રાખવી એ સ્વભાવિક છે, માટે ખરૂં સુખ મેળવવાને શ્રમ કરવો ઘટે છે અને ખરૂં સુખ આથીજ મળે છે

**पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम् । अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २ ॥**

મૂર્ખ અથવા અજ્ઞાની માણસ બહારના વિષય પાછળ ધાય છે—દોડે છે. તે મૃત્યુની પાથરેલી જાળમાં પડે છે. જે ડાહ્યા અથવા સમજુ—વિવેકી છે તે મુક્તિદશા—અમર ભાવને નિશ્ચય જાણીને અનિત્ય પદાર્થને વિશે કંઈ માગતા નથી-ઈચ્છા કરતા નથી.

તૃષ્ણા પણ માણસને બંધનરૂપ છે. નાના પ્રકારના ભોગ વિલાસની પાછળ મન દોડે છે. જેમ બહારથી સારૂં રૂપ હોય એવી વસ્તુને જોઇને બાળક લલચાય છે તેમ મૂર્ખ માણસ, વિષયોના બહારના રૂપને જોઇને ભમે છે, તેનું પરિણામ એ આવે છે કે તે સર્વ પ્રાણીને માટે મોતે જે જાળ પાથરેલી છે તેમાં તે ફસી પડે છે. વારંવાર જન્મ મરણ, નાના પ્રકારના રોગ, બુઢ્ઢાપણ વગેરે સમુદાયની એ જાળ છે. બહારના વિષય-ભોગવિલાસ એ બધા ક્ષણભંગુર છે, તે નિત્ય કાયમ રહેતા નથી, તેથી માની લીધેલું સુખ ઘણું ટુંકું છે. માટે જેઓ નિત્ય સુખની ઈચ્છા રાખે છે તેઓ એવા બહારના વિષયોને વિશે કંઈ ઇચ્છા કરતાજ નથી. સ્થાવર જંગમ સઘળું નાશ પામે છે એટલુંજ નહિં પણ કર્મ તથા ઉપાસનાના ફળ પણ નાશવંત છે. જેમ કોઈ સત્કર્મથી સ્વર્ગની પ્રાપ્તિ થઈ તો સ્વર્ગમાં હંમેશ રહેવાનું નથી, માત્ર તે ફળના સંબંધમાં ઘટિત કાળ તહાં રહેવાય છે અને ફરી પાછો પૃથ્વી ઉપર જન્મ લેવો પડે છે. સ્વર્ગ પણ અનિત્ય છે તેથી તેની ઈચ્છા પણ મુમુક્ષો કરતા નથી.

**येन रूपं रसं गन्धं शब्दान् स्पर्शांश्च मैथुनान् । एतेनैव विजानाति किमत्र परिशिष्यते । एतद्वैतत् ॥ ३ ॥**

**જેને વડે-જેને લીધે રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ, સંભોગ એ સઘળું જાણવામાં આવે છે અને પછી બાકી શું રહે છે તે તે છે-(એટલે તે બ્રહ્મ છે).**

જે આત્મા વડે માણસ આંખથી જોય છે, અને રૂપ જાણે છે, જીભથી ખારૂં, ખાટું, તીખું, મીઠું ચાખે છે અને સ્વાદ લે છે, અને તેમજ ગંધ, શબ્દ, અને સ્પર્શને અનુભવે છે, અને સંભોગનું સુખ મળે છે તેજ તે એટલે બ્રહ્મ અથવા આત્મા છે. આટલું બધું જાણવામાં આવે છે તો પછી દુનિયામાં જાણવાનું બાકી શું રહે છે. જાણવા માગે તેને બધું જાણી શકાય માટે જેના તેજથી એ સઘળું જણાય છે તે સર્વજ્ઞ છે. આ ઇંદ્રીયોના સમુહવાળી જે દેહ તે દેહ હું છું એમ ઘણો ભાગ માને છે પણ તે મૂર્ખાઈ છે. તેમજ આત્માના તેજ વિના આંખ જોઈ શકે છે એમ જે માનવું તે પણ મૂર્ખાઇ

છે. દરેક ઇંદ્રિય પોત પોતાનું કામ કરે છે પણ તે પોતે કોઈના આધાર વિના કરી શકે તેમ નથી. જો આધાર વિના કરી શકે તેમ હોય તો મરણ પામેલા માણુસની ઇંદ્રિયો કાયમ છતાં તેનાથી કેમ કંઈ કામ થતું નથી—તેને કંઇં અનુભવ કેમ થતો નથી? ત્યારે જેની સત્તા—પ્રકાશ વડે એ સઘળાં કામ કરે છે અને અનુભવ લે છે તેજ તેને જેને વિશે પુછ્યું છે તે છે. અને કોઈક જ વીરલા આ પ્રમાણે હું દેહ, કે ઇંદ્રિ નથી, એમ સમજીને તેને જાણે છે. તપાવેલાં લોઢાંને વિશે જેવો અગ્નિ રહેલો છે તે પ્રમાણે-અહિં એવો સંશય કદાચ ઉઠે કે ઇંદ્રિયો જ્યારે કેવળ પરતંત્ર છે અને જેમ દોરી હાલે તેમ નાચે છે તો પછી પાપ પુણ્યનું ફળ કયાં રહ્યું ? કેમકે સર્વનો કર્તાજ બ્રહ્મ છે. પરંતુ બ્રહ્મને કરતાપણું છેજ નહિ. સૂર્ય આખા જગત્‌ને પ્રકાશ આપે છે. તેના પ્રકાશથી કરીને આંખ જોઈ શકે છે પણ તેટલા માટે આંખની ચેષ્ટામાં સૂર્ય ભાગ લેનારો કહેવાય નહિં. આંખ સ્વતંત્રપણે કામ કરી શકે છે પણ તે સૂર્યનો પ્રકાશ છે તેથીજ. જીવાત્મા પોતાના કર્મ કરવાને માટે તેજ પ્રમાણે સ્વતંત્ર છે પણ તે મૂળ સત્તાના બળ વડે.

**स्वप्नान्तं जागरितान्तञ्चोभौ एनानुपश्यति । महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ४ ॥**

જેનાથી સ્વપ્ન અવસ્થાને અને જાગૃત અવસ્થાને બન્નેને તે જાણે છે તે, મોટો વ્યાપક આત્મા છે એમ માનીને ધીર પુરૂષ શોચ કરતો નથી.

જાગૃત અવસ્થામાં જે જે બને છે તેને જાણે છે અને ઉંઘી ગયા પછી સ્વપ્ન આવે છે, તે સ્વપ્નમાં શું શું થાય છે તેને પણ જાણે છે. જાગૃત અવસ્થામાં આંખે અમુક વસ્તુ જોઈ કાને સાંભળી ઈત્યાદિ તો તે જોયું અને સાંભળ્યું તેનો જાણનાર કોણ ? જે જાણે છે તે આંખ અને કાન શિવાય કોઈ બીજો છે. આંખ કાન વગેરે ઇંદ્રિયો કર્મ રહિત થઈ જાય છે ત્યારે નિદ્રા અવસ્થા પ્રાપ્ત થાય છે નિંદ્રામાં એ ઇંદ્રિયો કંઈ કામ કરતી નથી. નિંદ્રામાં જો સ્વપ્ન આવે છે તો તે સ્વપ્નમાં શું શું થયુ તે જાણનારો કોણ ? માણુસ ઉઠે છે ત્યારે તેને સ્વપ્નમાં જે જે જ

ણાયું તથા જે જે થયું તેનું ભાન હોય છે, ત્યારે એ અનુભવને જાણનાર કો ઇ છુપો અંતરમાં હોવો જોઇયે. તે આત્માજ છે. એ આત્મા તેજ પરમાત્મા છે એમ જાણીની બુદ્ધિમાન પુરૂષ શોચ કરતા નથી.

**य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात्। ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते। एतद्वैतत् ॥ ५ ॥**

આ રૂચતાં કર્મનાં ફળને ભોગવનારો, પાસે રહેલો, ભૂત અને ભવિષ્યનો નિયંતા, જીવરૂપ આત્માને જે જાણે છે તે રક્ષણ કરવાની ઇચ્છા રાખતો નથી. એજ તે તે છે (એટલે બ્રહ્મ છે).

પાસે રહેલો કહ્યું તેનો અર્થ એવો છે કે બુદ્ધિ આદીનો તે સાક્ષિ છે. માટે તે પાસેજ છે, કેમકે પાસે હોયા વિના સાક્ષિ રૂપ કેમ થવાય. પોતાની ઈચ્છા પ્રમાણે કર્મ કરેલાં છે, તેના સુખ દુઃખને તે ભોગવે છે, તે પ્રાણ વગેરેને ધારણ કરે છે. ભૂત અને ભવિષ્ય બે કાળ કહ્યા તેમાં વર્તમાન પણ સમજવાનો છે, કેમકે તે કાળમાં તો તેનું અધિપતિપણુ છેજ, જ્યારે એવું જ્ઞાન થાય છે ત્યારે અભયપદ મળે છે. એ થતાં પહેલાં સર્વ પ્રકારનાં ભય રહે છે, કેમકે તે વેળા એવી સમજ હતી કે હું નાશવંત અને અનિત્ય છું. એવી સમજમાં માણસ પોતાનું રક્ષણ કરવાને ઈચ્છે અને પ્રયત્ન કરે પણ જ્યારે એવુંજ જ્ઞાન થાય કે હું અવિનાશી—નાશ વગરનો, અદ્વૈતરૂપ છું—મારા વગર બીજું કંઈજ નથી, ત્યાં રક્ષણ કરવાનુ શું રહ્યું ? પોતે એકજ છે અને બીજું કઇ નથી, તો ભય કોનાથી હોય, અને નિત્ય છે એટલે ભય પણ કેવો હોય ?

**यः पूर्व्वं तपसो जातमद्भ्य पूर्व्वमजायत। गुहां प्रविश्य तिष्ठन्तं यो भूतभिर्व्यपश्यत। एतद्वैतत् ॥ ६ ॥**

જેના તપ વડે જળ ઉત્પન્ન થયું, તે જળની પૂર્વે જે ઉત્પન્ન થયો, જે ગુફાને વિશે પેશીને રહેલો, કારણ કાર્ય રૂપ ભૂતો સહિત રહેલો જોય છે, એજ તે તેજ છે,

પહેલું પદ બ્રહ્મને માટે છે અને બીજું આત્માને માટે છે. સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે અહિં બતાવ્યું છે. પ્રથમ ઇશ્વરની ઊત્પત્તિ બતાવી છે. તે કેવી રીતે ઊત્પન્ન થયા ? તો કે પોતે આગળ જે તપ કરેલું તે તપના બળ વડે. અહીં જળની આગળ–પહેલાં એમ જે કહ્યુ છે તેની મતલબ એવી છે જે વેળા બ્રહ્મ શિવાય બિજું કંઈજ નોતું. અંધકારને અથવા તિમિરને જળ કહે છે માટે જે વેળા કેવળ અંધકાર હતો તેની પહેલાં જે ઊત્પન્ન થયો. અંધકાર મૂળ પ્રકૃતિને સૂચવે છે. એ ઈશ્વર ગુફામાં એટલે પ્રાણી માત્રના અંતઃકરણમાં રહેલો છે અને સર્વને જોય છે. અહિં આત્મા રૂપે ઇશ્વર રહેલો છે એમ કહી જીવ તથા શિવની એકયતા બતાવી છે. અને ઈશ્વર એટલે ચિત્ત અને મૂળ પ્રકૃતિ હિરણ્યગર્ભની ઊત્પત્તિ એની પછી છે તે નીચે બતાવે છે.

**या प्राणेन सम्भवत्यदिति देवतामयी । गुहां प्रविश्य तिष्ठन्तीं या भूतेभिर्व्यजायत । एतद्वैतत् ॥ ७ ॥**

સર્વ દેવતા રૂપ, પ્રાણ રૂપે જે સંભવે છે અથવા ઉત્પન્ન થાય છે તે અદિતિ છે. જે ગુફાને વિશે પ્રવેશ કરીને સર્વ ભૂત સહિત પ્રગટ થાય છે એજ તે તેજ છે.

અહિં હિરણ્યગર્ભની ઊત્પત્તિ બતાવી છે. અદિતિ એટલે હિરણ્ય ગર્ભ. સર્વ દેવતા રૂપ એ હિરણ્ય ગર્ભ છે, અને તેજ પ્રાણ રૂપે બધે રહે છે. સર્વ સ્થૂળનો તેમાં લય છે. જેમ પૃથ્વિનો જળમાં, જળનો અગ્નિમાં, અગ્નિનો વાયુમાં, એમ ચઢતાં ચઢતાં છેવટે હિરણ્ય ગર્ભમાં સર્વ વસ્તુ લીન થઇ જાય છે. સર્વ સૃષ્ટિના પ્રગટ થવાનાં બિજ તેમાંજ રહેલાં છે. પુરાણોમાં કશ્યપ ઋષિની સ્ત્રી અદિતિથી સર્વ દેવતાની ઊત્પત્તિ થયલી કહેલું છે તેનો અર્થ અહિં થાય છે. હિરણ્ય ગર્ભની અને પરમાત્માની એકયતા અહિં કહેલી છે. સુવર્ણ અને સુવર્ણની વસ્તુ એમાં જેમ ભેદ નથી તેમજ હિરણ્ય ગર્ભ અને પરમાત્માની વચ્ચે ભેદ નથી.

**अरण्योर्निहितो, जातवेदा गर्भ इव सुभृतो गर्भिणीभिः। दिवेदिव ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः। एतद्वैतत् ॥ ८ ॥**

ગર્ભવંતી સ્ત્રીએ ધારણ કરેલા ગર્ભની પેઠે, લાકડાંને વિશે રહેલો જાતવેદ નામે અગ્નિ છે, (જેને) ધ્યાનમાં તત્પર એવા મનુષ્યો દિન પ્રતિદિન હોમ દ્રવ્ય વડે સ્તવે છે. એજ તે તે છે.

લાકડામાં અગ્નિ રહેલો છે, તેને મંથન કરેથી--બે લાકડાને એક બીજા સાથે ઘસવાથી--તે પ્રગટ થાય છે. તેમ અંતઃકરણને વિશે જે ચૈતન્ય રૂપ રહેલું છે તે યોગાભ્યાસથી પ્રત્યક્ષ થાય છે. લાકડામાં રહેલો જે અગ્નિ છે તે અધિ યજ્ઞ રૂપ છે અને યજ્ઞ કુંડમાં સ્થાપન કરેલો અગ્નિ અધ્યાત્મ રૂપ છે. એ અધ્યાત્મ રૂપ અગ્નિ હોમ દ્રવ્યનો ભોકતા છે. ગર્ભવંતી સ્ત્રિ ગર્ભને ધારણ કરે છે તેનો દાખલો અહિં આપ્યો છે. તેની પેઠે અંતઃકરણને વિશે આત્માને-ઈશ્વરને ધારણ કરેલો છે. બે કાષ્ટથી ઊત્પન્ન થયલો અગ્નિ વિરાટ રૂપ છે, જેમ ગર્ભવંતી સ્ત્રી ગર્ભને ધારણ કરે છે તેમ યજ્ઞ કરવાવાળા એ વિરાટ રૂપ અગ્નિને ધારણ કરે છે. બન્ને યત્ન કરીને બન્નેનું સારી રીતે રક્ષણ કરે છે. જે યોગિ છે તે પોતાના હૃદયને વિશે એ વિરાટ રૂપ અગ્નિને ધારણ કરે છે, સર્વ ભૂતમાં એજ વિરાટ રૂપ પ્રકાશે છે. એ વિરાટ રૂપને જાણીને ધ્યાનની ભાવના વાળા યોગીયો તેની સ્તુતિ કરે છે. યજ્ઞના અગ્નિની પણ સ્તુતિ થાય છે, અને ગર્ભમાં ધારણ કરેલો ગર્ભ પણ સ્તુતિપાત્ર છે.

**यतश्चोदेति सूर्यो ऽस्तं यत्र च गच्छति। तं देवाः सर्वेर्पितास्तदु नात्येति कश्चन। एतद्वैतत् ॥ ९**

જયાંથી સૂર્ય ઉદય થાય છે–ઉગે છે, અને જયાં સૂર્ય અસ્ત થાય છે–આથમી જાય છે, તેને આધારે સર્વ દેવ

તા રહેલા છે. તેને ઓળંઘીને કોઇ જતું નથી. એજ તે તે છે

અહિં પ્રાણને ઉદ્દેશિને કહયું છે એમ દેખાય છે. જે પ્રાણથી સૂર્ય ઉગે છે, જે પ્રાણથી દીન પ્રતિદિન સૂર્ય આથમે છે અને જે પ્રાણને આધારે અગ્નિ આદિ જે અધિદૈવ છે તે તથા વાણી આદિ જે અધ્યાત્મ છે-ઇંદ્રિયો રૂપ દેવતા છે તે રહેલા છે તે પ્રાણ પણ બ્રહ્મજ છે. તે સર્વ રૂપ બ્રહ્મને કોઈ ઓળંઘી જવાને સમર્થ નથી.

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह। मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ १० ॥

જે અહિં છે તેજ ખરે ત્યાં છે, ત્યાં છે તેજ ખરે અહિં છે, એમાં જે જુદું-ફેર દેખે છે તે મૃત્યુથી ફરી ફરીને મર્ણ પામે છે.

કાર્ય કારણ રૂપ ઉપાધિએ કરીને જે, અજ્ઞાની માણસને બ્રહ્મથી જુદો દેખાય છે, તે બ્રહ્મથી જુદો નથી પણ બ્રહ્મજ છે એમ અહિં કહે છે. જે તારામાં છે-જે તારા શરિરને વિશે રહેલો છે તેજ બિજાના શરિરને વિશે રહેલો છે, એટલે સઘળા જીવોને વિશે તે સાક્ષિ રૂપ રહેલો છે. અવિદ્યાથી મોહમાં જે ફસેલા છે તે હું પરબ્રહ્મથી જુદો છું અને પરબ્રહ્મ મારાથી જુદો છે એમ માને છે-દેખે છે, અને તેનું ફળ એ છે કે તે ફરી ફરીને જન્મ મરણને પામે છે. મૃત્યુથી મૃત્ય લોકમાં જન્મે છે.

मनसैवेदमाप्तव्यं नेह नानाऽस्ति किञ्चन। मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ॥ ११ ॥

એ મન વડેજ પ્રાપ્ત કરવા યોગ્ય છે, અહિં કંઈ ભેદ નથી, અહિં જે ભેદ દેખે છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે.

એક રસ બ્રહ્મ હું છું એવું જ્ઞાન કેમ થાય? આચાર્યનો ઉપદેશ અવશ્યનો છે, પણ ભેદ દેખાય છે તેનું કારણ મન છે, કેમકે અવિદ્યાનું જોર એ મન ઉપર ઘણું છે. તે અવિદ્યા નિવૃત્ત થવી જોઈયે. કહ્યું છે કે માણસને બંધનનું કારણ પણ મન છે અને તેમજ મોક્ષનું કારણ પણ મન છે. પરમાર્થ મેળવવાને માટે મન મુખ્ય છે. જેને ભેદ દેખાય છે તે ફરી ફરીને જન્મ મરણના દુઃખને પામે છે, માટે એ ભેદ નીકળી જવો જોઈયે. અહિં સૃષ્ટિમાં ભિન્ન ભાવ દેખાય છે તે જુઠો છે અને સર્વવ્યાપક એકજ છે. એક રસ સઘળે જોવાને માટે મન શુદ્ધ કરવું જોઈયે.

**अङ्गुष्ठ मात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति । ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वैतत् ॥ १२ ॥**

પોતાને વિશે, અંગુઠા બરાબર પુરૂષ મધ્યમાં રહેલો છે. ભૂત અને ભવિષ્યનો તે અધિપતિછે. તેનાથી છુપાવવાની ઈચ્છા નથી. એજ તે તે છે.

એ આત્મા રૂદયને વિશે રહેલો છે અને તેનું પરિમાણ એક અંગુઠાનું છે. એ ત્રણ કાળનો સ્વામિ છે. આત્માનું દર્શણ કયાં થાય તે સૂચવ્યું છે. તેનું સ્થાન અંતઃકરણ કહ્યું છે. જેમ આરસીમાં મોહડું જોવું તે પ્રમાણે અંતઃકરણમાં આત્માને જોવાને પ્રયત્ન કરવું. આરસી મેલ વગરની હોવી જોઇયે, કેમકે મેલ હોય તો ખરૂં રૂપ દેખાય નહિં; અને તેમજ અંતઃકરણ પણ નિર્મળ-શુદ્ધ હોવું જોઈયે. દેવનું મંદિર કદાપી અશુદ્ધ નહિ હોવું જોઇયે. તે છતાં જે એથી ઉલટું ચાલે અને અંતરમાં મલિનતા રાખે છે તે પાપી થાય છે

**अङ्गुष्ठ मात्रः पुरुषो ज्योतिरिवाधूमकः । ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः । एतद्वैतत् ॥ १३ ॥**

ધૂમાડા વિનાના તેજ જેવો એ અંગુઠા બરાબર પુરૂષ, ભૂત અને ભવિષ્યનો અધિપતિ, આજ છે અને કાલ પણ રહેશે. એજ તે તે છે.

યોગિયો ક્રિયા લક્ષણથી એને જાણે છે? તો કે, ધુમાડા વગરનો અગ્નિ હોય તે જેવો પ્રકાશમાન દેખાય છે તેવો; એટલે એ સ્વયંજ્યોતિ રૂપ છે. તે નિત્ય કૂટસ્થ પુરૂષ છે, કંઈ પણ વિકારને પામતો નથી. તેનો અધિકાર આજ છે અને કાલે નથી, અથવા કાલે હતો અને હવે થશે એમ પણ નથી, તેની સત્તા સદા ચાલુજ છે.

**यथोदकन्दुर्गे वृष्टम्पर्व्वतेषु विधावति । एवं धर्मान् पृथक् पश्यंस्तानेवानुविधावति ॥ १४ ॥**

ઉંચા પર્વતના ઉપર પડેલું વરસાદનું પાણી નીચે દોડીને પડે છે તેમ (આત્માના) ધર્મને જુદા જુદા જોવાવાળો તે ધર્મની પાછળ દોડે છે.

આત્માના ધર્મ—ગુણ—જુદા જુદા જોઈને ભોળવાય છે તેની શું ગતિ થાય છે તે કહ્યું છે. પર્વત ઉપર જે જળ પડે છે તે નીચે પડીને વિસ્તાર પામતુ જાય છે અને પછી નાશ પામે છે તેમ આત્માના ધર્મને શરીર શરીરને વિશે જુદા જોઈને, તેની પાછળ થાય છે અને વિવેક બુદ્ધિથી વિચાર કરતો નથી તે જુદી જુદી યોનીને પામે છે. ઊંચ નીચ યોનિને-જેની તેની યોગ્યતા તે પ્રમાણે—પામે છે.

**यथोदकं शुध्धे शुद्ध मासिक्तन्तादृगेव भवति । एवम्मुने र्विजानत आत्मा भवति गौतम ॥ १५ ॥**

શુધ્ધ પાણીમાં રેડેલું પાણી જેવું ને તેવુંજ રહે છે, અથવા એક રસ થાય છે, તેમ હે ગૌતમ (એટલે નચિકેતા) જાણવાવાળા મુનના આત્માને છે.

જેમ શુધ્ધ પાણીમાં શુદ્ધ પાણી ભળે તો સરખુંજ એક રૂપ પાણી થાય છે, કંઈ પણ વિકાર ઉત્પન્ન થતો નથી—એકથી બીજાનું જુદા

પણું રહેતુ નથી તેમ મનન કરવાવાળો-વિવેકથી વિચાર કરવા વાળા મુનિના આત્માને છે.

## અથ ઓથો વલ્લી સમાપ્ત.





## વલ્લી પાંચમી.

पुरमेकादश द्वारमजस्या वक्र चेतसः। अनुष्ठाय न शोचयति विमुक्तश्च विमुच्यते। एतद्वैतत् ॥ १ ॥

અગીઆર દરવાજાવાળું એક નગર, જેનું કુટિલ ચિત્ત નથી અને જે જન્મ રહિત છે તેનું છે. તેનું જ્ઞાન પૂર્વક ધ્યાન કરીને માણસ શોચ કરતો નથી, અને મુકત થયલો મુકિતને પામે છે. એજ તે તે છે.

સ્થૂળ શરીર અને આત્મા બન્નેને માટે અહિં કહેલું છે. શરીર એક નગર-શહેર છે, તેનો રાજા કોણ છે? આત્મા રાજા છે. એ આત્મા પોતાના નગરને વિશે રહેલો છે. એ આત્મા કેવો છે? શુધ્ધ, સમાન ચિત્તવાળો એટલે જ્ઞાનવાળો અને જે નિત્ય છે—અનાદિ છે, કોઈ દિવશ કોઇ પણ કારણથી ઉત્પન્ન થયલો નથી. હવે નગર હોય તેને દરવાજા હોય માટે શરીરને અગીઆર દરવાજા કહ્યા છે. તે અગ્યાર દરવાજા નીચે પ્રમાણે છે— બે કાન, બે નાકનાં નસકોરાં, બે આંખ, એક મોહડું એમ ઉપરના સાત અને એક નાભિ, ક્ષુપિ જગા અને ગુદા એમ ત્રણ નીચે, અને એક છેક માથામાં ઉંચે છિદ્ર છે તે, એ પ્રમાણે દરવાજા છે. એ નગરમાં રાજા રાજ કરે છે. એ રાજા જ્ઞાનવાળો—એક સરખા તેજનો છે. એ દૃષ્ટાંતથી એમ પણ સૂચવે છે કે નગરના વિસ્તારમાં વધારો ઘટાડો થાય પણ રાજા તો તેનો તે જ રહે છે. એ વધારો ઘટાડો થવાથી રાજામાં વધારો ઘટાડો થતો નથી. જો એમ કહેવામાં આવે કે આત્મા તો નિત્ય મુકતજ છે તો ખરી વાત છે

કે ખરી રીતે આત્માને કંઈ બંધન છેજ નહિં, પણ અજ્ઞાનને લીધે હું કર્તા છું, હું ભોગતા છું ઈત્યાદિ બંધને થયલાં માનવામાં આવે છે. બ્રહ્મ જ્ઞાનની પ્રાપ્તિ થઇ કે એ બંધન જતાં રહે છે, અને એ પછી આત્મા ફરીથી શરીર ધારણ કરતો નથી, કેમકે સૃષ્ટિમાં જે જે અનુભવ તેને લેવાના તે લઇને ઊંચામાં ઊંચી ટોચે તે પહોંચી જાય છે. જે હેતુ સાધવાનો છે તે સધાઇ ગયો.

**हं॒सः शु॑चि॒षद्वसु॑रन्तरिक्ष॒सद्धोता॑ वेदि॒षदति॑थिर्दुरोण॒सत् । नृ॒षद्व॑र॒सदृ॑त॒सद्व्यो॑म॒सद॒ब्जा गो॒जा ऋ॑त॒जा अ॑द्रि॒जा ऋ॒तम्बृ॒हत् ॥ २ ॥**

તે **હંસ** છે (એટલે ગમન કરે છે અથવા આત્માકારવૃત્તિમાં રહીને અજ્ઞાનનો નાશ કરે છે માટે તે **હંસ** છે), **શુચિષત્** છે (એટલે આદિત્ય રૂપ છે. આકાશ રૂપી દેશમાં સૂર્ય રૂપે તે ગતિ કરે છે), **વસુ** છે, (ધનને વસુ કહે છે, જે વસ્તુ ઘણી પ્રિય છે, જેમ ધન ઘણું પ્રિય છે તેમ એ છે તેથી વસુ છે) તે **અંતરિક્ષસત્** છે, (એટલે વાયૂ રૂપે આકાશમાં ગતિ કરે છે) તે **હોતા** છે (એટલે અગ્નિ રૂપ છે.), તે **વેદિષત્** છે (પૃથ્વિ રૂપ છે), તે **અતિથિ** જે જળ છે તે રૂપે કળશમાં રહે છે માટે તે **દુરોણસત્** છે, તે **નૃષત્** છે (મનુષ્યને વિશે રહેલો છે), તે **વરસત્** છે, (મોટા જે દેવતા તેઓને વિશે રહેલો છે) તે **ઋતસત્** છે (સત્ય અથવા યજ્ઞને વિશે રહેલો છે), તે **વ્યોમસત્** છે (આકાશને વિશે રહેલો છે), તે **અબ્જા** છે, (શંખ, શીપ, મગર આદિ રૂપે જળમાં રહેલો છે) તે **ગોજા** છે. (પૃથ્વિમાં વનસ્પતિ અને અન્ન રૂપે રહેલો છે),

**તે ઋતજા** છે, (યજ્ઞના સાધન રૂપથી ઉપજે છે માટે તે **ઋતજા** છે), તે **અદ્રિજા** છે (પર્વતમાંથી નદિ-જળ, રૂપે ઉત્પન્ન થાય છે) તે **ઋત છે** (સત્ય સ્વરૂપ છે), તે **બૃહત્** (મોટો છે)

એક શરીરને વિશે તે રહેનારો નથી પણ બધામાં તે વસે છે એમ અહિં બતાવ્યું છે. અતિથિ એટલે પરોણો પણ થાય છે, જેને આવવાની અને જવાની તિથિ મુકરર નથી તે અતિથિ. વળી ઉંપર તેને હોતા એટલે હોમ કરનાર કહેલો છે, પણ અગ્નિ જે છે તે હોમ કરતા છે એમ કેટલીક જગાએ કહેલું છે. તે વેદીમાં રહેલો છે એમ કહ્યું છે ત્યાં એવું સમજવાનું છે કે અગ્નિ રૂપે તે પૃથ્વિમાં રહેલો છે અને વેદી તે પૃથ્વિ રૂપ છે માટે તે વેદિષત્ છે

**ऊर्ध्वं प्राण मुन्नयत्यपानं प्रत्यगस्याति । मध्ये वामन मासीनं विश्वे देवा उपासते ॥ ३ ॥**

પ્રાણ વાયુને તે ઉપર ચડાવે છે, અપાન વાયુને નીચે ઉતારે છે. મધ્યમાં રહેલા તે વામનજીને સઘળા દેવો ઉપાસે છે.

રાજા જેમ સભામાં બિરાજે છે તેમાં એ અંગુઠાની બરાબર જે આત્મા કહયો તે રૂદય રૂપ રાજ સભાને વિશે બિરાજે છે. તેની સેવામાં-તેની હજુરમાં કોણ છે? ઇંદ્રિયો રૂપ જે દેવતા તેઓ છે. એ દેવતાઓ તેની સેવા કેવી રીતે કરે છે? રૂપ આદિકનું જે જ્ઞાન તે જ્ઞાન રૂપ બળિદાન આપે છે. શરીરમાં પાંચ જાતના વાયુ છે, તેમનાં નામ પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઊદાન. તે દરેકની ગતિ જુદી જુદી છે. વામનજી કહ્યું તેથી અંગુઠાનું પ્રમાણ સૂચવ્યું છે.

**अस्य विस्रं समानस्य शरीरस्थस्य देहिनः । देहाद्वि मुच्य मानस्य किमत्र परिशिष्यते । एतद्वैतत् ॥ ४ ॥**

આ શરીરમાં રહેવાવાળો શરીરનો સ્વામિ, છુટવાનું પ્રયત્ન કરી શરીરમાંથી છુટો થાય છે ત્યારે તેનું અહિં (શરીરને વિશે) શું રહે છે. એ તે તેજ છે.

જ્યારે રાજા વગરનું નગર થાય છે ત્યારે તે નગરમાં વસનારાઓ નિર્બળ થઈ જાય છે, કેમકે તેઓનું સંરક્ષણ કરનાર રહ્યો નથી. દેહમાંથી એ તત્વ ગયું તો પણ દેહ રહેલો છે. તેમાં ઇંદ્રિયો પણ છે, પણ તે પોત પોતાનું કામ કરવાને શક્તિમાન નથી. આ ઉપરથી દેહ અને ઇંદ્રિ આત્મા નથી એમ સિદ્ધ થાય છે. એ શરીરના સ્વામિ શરીરમાંથી નીકળી જાય છે. ત્યારે તેનો લેશ માત્ર અંશ રહેતો નથી; ચૈતન્ય સઘળું જતું રહે છે. રાજા નગરમાંથી જો જતો રહે છે તો તેની પાછળ બીજા જાય છે, તેમ પ્રાણ, મન તથા ઇંદ્રિઓના દેવતા એ ચૈતનની સાથેજ જાય છે.

**न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन । इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ ५ ॥**

મરણને આધિન એવો જે મનુષ્ય તે પ્રાણ વાયુ વડે તેમજ અપાન વાયુ વડે કદી પણ જીવતો નથી. પણ એ બન્ને જેના ઉપર આધાર રાખે છે તે વડે જીવે છે

કેટલાક એમ કહે છે કે પ્રાણ અપાન વાયુ બંધ થાય છે એજ મરણ છે પણ તેમ નથી, પણ તે જેને આધારે રહેલા છે તેના જવાથીજ મરણ થાય છે, કેમકે એ પ્રાણ અપાન વાયુ સમાધિમાં રોકાય છે અને તે ચાલતા નથી, પણ તેથી સમાધિ ચડાવનારો યોગી મરણ પામતો નથી. આખું શરીર એક રથ રૂપ છે, જેને ગતિ આપ્યા વિના ચાલી શકતું નથી, માટે એનો પ્રેરક જે ચેતન રૂપ છે તે તેનાથી જુદો છે

**हन्त त इदम्प्रवाक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् । यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥ ६ ॥**

હે ગૌતમ, હવે પુરાતન ગુપ્તને વિશે તને આ કહું

શું; અને મરણ થયા પછી આત્મા કેવો થાય છે તે.

ગૌતમ એટલે ગોતમ કુળનો એવો જે નચિકેતા તે. નચિકેતા બ્રહ્મ વિદ્યાને પાત્ર છે એમ જાણીને યમરાજા હર્ષ પામે છે અને તેના સર્વ સં શય મિટાડવાને માટે ઉપદેશ કરે છે. આગળ કહ્યું છે કે મુવેલા માણસનું શું થાય છે એ વિશે નચિકેતાને શંકા હતી-એટલે પર લોકને વિશે તેને શ ક્ષા હતી તે મિટાડવાને અહિં કહે છે.

योनि मन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः। स्थाणु म न्ये ऽनुसंयन्ति यथा कर्म्म यथा श्रुतम् ॥ ७ ॥

કેટલાક જીવ-શરીર ધારણ કરવાને માટે યોનિ અ થવા ગર્ભમાં જાય છે, બીજા સ્થાવરમાં જાય છે, પોતપો તાનાં કર્મ તથા જ્ઞાન પ્રમાણે.

આત્મ જ્ઞાની શિવાયના જે હોય તેઓ પોત પોતાનાં કર્મ પ્રમાણે તથા શાસ્ત્ર જ્ઞાન થયું હોય તો તેના સંસ્કાર પ્રમાણે ફરી જન્મ લે છે. જેણે વધારે પુણ્ય કરેલું છે તે વીર્ય અને રુધિર સંયુક્ત યોનીમાં-માતાનાં ગર્ભસ્થાનમાં જાય છે, જેનાં પાપ કર્મ ઘણાંજ હોય છે તે વૃક્ષ ઈત્યાદિ સ્થા વર વર્ગમાં અવતાર લે છે. એટલું બધું પાપ નહિ હોય પરંતુ પુણ્ય થોડું અને પાપ વધારે હોય તો પશુમાં જન્મ થાય છે. જેવાં કર્મ અને જેવી વાસના તે પ્રમાણે બન્યું જાય છે. એટલે કેવળ ન્યાય છે. ઇશ્વર પોતાની ખુશીમાં આવે તેને રાજા અને ખુશીમાં આવે તેને મજુર બનાવતો નથી. તેને બધા સરખા છે. ધુનમાં આવે તે પ્રમાણે કરવાનું નથી. દરેકનાં કર્મ પ્ર માણે તેને ફળ મળે છે. ફરી જન્મ જો નહિ હોય તો એક રાજા અથવા લ ક્ષાધિપતિ શા માટે થાય અને બીજો ભુખે મરતો કેમ થાય? શું એકના ઉપર ઇશ્વરની પ્રિતી વધારે છે અને બીજાના ઉપર ઓછી છે? એમ હોય તો તે થવાનું કારણ શું? જો કારણ છે તો તે કર્મ છે અને તે જન્મ લેતાં પહેલાંનું કર્મ છે. જો ઈશ્વરને સઘળા સમાન છે તો આવો ભેદ કેમ ઘટે? આ ઉપરથી ખુલ્લું છે કે દરેક જીવને પોતાની આગલી જીંદગીનાં કર્મ પ્ર માણે મળે છે. અહિં પણ ધીરે ધીરે ચડવાનું છે. એક જન્મમાંજ મોટાં

પડિત અથવા ફિલસુફ થવાતું નથી, પણ આગલા જન્મોના પ્રયાસથી આવી સ્થિતિ થાય છે. આ સંસાર એક નિશાળ છે. ત્યાં ભણી ગણીને પાર ઊતરવાનું છે. એકદમ ઊંચામાં ઊંચા વર્ગમાં બેશીને પાસ થવાતું નથી, પણ દરેક વર્ગમાં શિખવાનું તે શિખ્યા પછી ત્યાં જઇ પાસ થવાય છે. તેમજ જીવને સંસારમાં અવતાર ધારણ કરીને ધીરે ધીરે બધો અનુભવ મેળવવાનો છે અને છેવટે પોતાનું સ્વરૂપ ઓળખી જનમ મરણથી મુક્ત થવાનુ છે.

**य एष सुप्तेषु जागर्त्ति कामं कामं पुरुषो निर्म्मिमाणः। तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृत मुच्यते। तस्मिँ ल्लोकाः श्रिताःसर्वे तदु नात्येति कश्चन। एतद्वैतत् ॥ ८ ।**

જે પુરૂષ બીજાઓ ઉંઘતા છતાં જાગે છે, અને વાંચ્છિત વિષયોને રચે છે, તેજ ખરે શુદ્ધ છે, તેજ બ્રહ્મ છે, તેનેજ અવિનાશી કહે છે. સર્વ લોક તેને વિશે આસરો લઈને રહેલા છે, તેને કોઇ ઓલંઘી-વધી-જઈ શકતું નથી. એજ તે તે છે,

જીવ અને બ્રહ્મ એકજ છે, એ જ્ઞાનથી આ સંસારની નિવૃત્તિ થાય છે. એ અભેદ જ્ઞાનનો બોધ કરે છે. નિદ્રા-ઊંઘ આવે છે ત્યારે દેહ ઇંદ્રિયનું કંઇ ભાન રહેતું નથી. તે તો ખરે સુઇ જાય છે, પણ તેમાં સ્વપ્ના અવસ્થા થાય ત્યારે આત્મા જે પોતે પ્રકાશ માન છે તે નિદ્રા પામતો નથી, તે તો સર્વને પ્રકાશ આપતોજ રહેલો છે. ત્યારે સ્વપ્નાવસ્થામાં નાના પ્રકારના રંગ રમાય છે તે શું ? કંઇ કંઈ જોવામાં આવે છે, કંઇ કંઈ ભોગ વિલાસના અનુભવ થાય છે. આત્મા અવિદ્યાની સાથે મળી કરીને એ સઘળું કરે છે. એ શાક્ષિ રૂપ શુદ્ધ છે અને સ્વપ્નાવસ્થામાં સ્ત્રી વગેરે બીજા અનેક પદાર્થ જે ઉત્પન્ન થાય છે તેનો તેની સાથે કંઇ સંબંધ નથી. ગાઢ નિદ્રા હોય છે તે વખતે સ્વપ્ના અવસ્થાના વ્યવહાર થતા નથી, પણ તે અવસ્થાનો પણ આત્મા શાક્ષિ રહે છે, કેમકે એ નિંદ્રા પુરી

થયા પછી આજ મને ઘણીજ સારી–સુખાળી નિદ્રા આવી અને તેમાં મે કંઇજ જાણ્યું નથી એમ કહેવામાં આવે છે. આ જ્ઞાન ક્યાંથી આવ્યું ? એ જાણનારો કોણ ? ત્યારે એ સમયે પણ આત્મા જાગતોજ છે. આત્મા અદ્વિતીય બ્રહ્મ રૂપ છે. પૃથ્વિ, સ્વર્ગ આદિ જે બ્રહ્માંડ લોક રહેલા છે તે સર્વ એનેજ વિશે રહેલા છે.

**अग्निर्यथैको भुवनं प्रविष्टो, रूपं रूपं प्रतिरूपो बभूव। एकस्तथा सर्व्वभूतान्तरात्मा, रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ९ ॥**

જેમ અગ્નિ સૃષ્ટિ અથવા આ લોકને વિશે વ્યાપ્ત થઈને દરેક રૂપ ધારી વસ્તુના સરખા રૂપવાળો થઇ રહ્યો છે, તેમ સર્વ ભૂત પ્રાણિયોના અંતરમાં રહેલો જે આત્મા તે એક છતાં, જેવું પદાર્થનું રૂપ તેવો થઈ રહ્યો છે, અને બહાર પણ રહેલો છે.

ઉપર જે કહ્યું તેનો અહિં દાખલો આપે છે. અગ્નિ અનેક પદાર્થમાં રહેલો છે. વિજળી રૂપે સઘળા સ્થુળ પદાર્થમાં તે છે પણ દેખાતો નથી, અને જે પદાર્થમાં તે છે તે પદાર્થનું જેવું રૂપ તેવા રૂપથી તે રહે છે, અને તે પદાર્થથી જુદો દેખાતો નથી. જેમકે તે સઘળા સૂક્ષ્મ રૂપે રહેલો છે, તેમ સર્વ ભૂતના અંતરને વિશે જે આત્મા રહેલો છે. તે છે તો એકજ પરંતુ જુદા જુદા આકારવાળી દેહમાં તે રહેલો છે અને તે દેહ રૂપ દેખાય છે. જુદો દેખાતો નથી અને આકાશ જેમ ભિન્નમાં છે તેમજ બહાર છે, તેમ એ આત્મા બહાર પણ છે

**वायुर्यथैको भवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव। एकस्तथा सर्व्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ १० ॥**

જેમ વાયુ સૃષ્ટિ અથવા આ લોકને વિશે વ્યાપ્ત થઇને દરેક રૂપ ધારી વસ્તુના સરખો રૂપવાળો થઇ રહ્યો છે તેમ સર્વ ભૂત પ્રાણિયોના અંતરમાં રહેલો જે આત્મા તે એક છતાં જેવું પદાર્થનું રૂપ તેવો થઇ રહ્યો છે, અને બહાર પણ રહેલો છે.

આ બીજો દાખલો આપ્યો છે

**सूर्य्यो यथा सर्व्व लोकस्य चक्षुर्नलिप्यते चाक्षुपैर्बाह्यदोपैः। एकस्तथा सर्व्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन वाह्यः॥ १**

સર્વ લોકની આંખ જે સુર્ય તે જેમ આંખના દોષથી અને બહારના દોષથી લેપ પામતો નથી તેમ સર્વ ભૂતના અંતરને વિશે જે આત્મા રહેલો છે તે લોકનાં દુખથી લેપાતો નથી, કેમકે તે બહાર પણ છે.

સુરજ આખા જગતની આંખ છે, કેમકે સૂર્યના તેજ વડેજ આંખ જોઈ શકે છે. ચંદ્રમાં પણ સૂર્યના પ્રકાશ વડેજ પ્રકાશે છે, તેથી આંખના દેવતા સૂર્ય નારાયણને કહેલા છે, તે છતાં આંખ વિકાર પામે છે—આંખમાં કંઈ કંઇ વ્યાધી અથવા દોષ આવે છે તોય તેથી સૂર્યને કંઇ લેપન નથી, તેમજ આંખ સારી વસ્તુ ઉપર પડે છે અને નબળી વસ્તુ ઉપર પડે છે ને તે જોય છે પણ તેનું લેપન પણ સૂર્યને નથી, એટલે પવિત્ર વસ્તુ આંખ જોય છે અને અપવિત્ર વસ્તુ પણ જોય છે, પણ તેથી સૂર્ય પવિત્ર અથવા અપવિત્ર થતો નથી. તેમજ આત્મા તો માત્ર સાક્ષિ રૂપ છે. સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીર વિશે તે રહેલો છતાં તેના દોષ તેને બાધ કરતા નથી. વળી એ આત્મા અસંગ છે, તેથી લોકનાં દુઃખ પણ તેને લેપતાં નથી. અવિદ્યાને વિશે ચિદાત્મા પ્રતિબિંબ રૂપ છે. એ અવિદ્યાને લીધે ભ્રાંતિ ઉત્પન્ન થાય

છે અને તેથી જે જે કર્મ કરવામાં આવે છે તેનાં ફળને હું ભોગવું છું એ વી ભ્રાંતિ થાયછે. વિપરિત જ્ઞાનને લીધેજ જન્મ મરણાદિ દુ:ખ મનાય છે. જેમ ચંદ્રનું બિંબ જળમાં દેખાય છે, તે જળ વ્યાકુળ થતાં બિંબ વ્યાકુ ળ થયલું જણાય છે, પણ ખરી રીતે જોતાં વ્યાકુળ તો માત્ર જળજ થા ય છે. અને બિંબ તો છે તેમજ છે, જળ મેલું કે સ્વચ્છ હોય તે પ્રમા ણે બિંબ પણ દેખાય છે પરંતુ બિંબને ખરેખરી રીતે તેમ છેજ નહીં, તેજ પ્રમાણે આત્માને વિશે સમજવાનું છે. સુખ ને દુ:ખ તે માની લીધે લાં છે અને આત્માના ધર્મ નથી.

**एको वशी सर्व्व भूतान्तरात्मा एकं रूपम्बहुधा यः करोति। तमात्मस्थं ये ऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतन्नेतरेषाम् ॥ १२**

**જે એક, સઘળું જેને વશ છે, સર્વ ભૂતનો અંતર આત્મા છે, એક રૂપના અનેક રૂપ જે કરે છે, તેને ધી ર–ડાહ્યા પુરૂષો પોતાને વિશે જોય છે. નિત્ય સુખ તેઓ નું છે અને બીજાનું નથી.**

તે એકજ છે, તેના શિવાય બિજું કંઇજ નથી, એટલે તે સ્વતંત્ર છે. સ્વતંત્રતા એજ સુખનું કારણ છે. જ્યાં બીજાની અપેક્ષા છે ત્યાં સ્વતંત્રતા નથી. ત્યાં તો પરતંત્રપણું છે અને પરતંત્રપણું એ દુ:ખનું કા રણ છે. તે એક છે એટલે તેના જેવો, અથવા તેનાથી ચડતો અથવા ઉતરતો કોઇ નથી. સઘળું એક રસ છે એમ સૂચવે છે. સઘળાનો તે નિયંતા છે એટ લે તેના તાબામાં સઘળું રહેલું છે. ખરી રીતે જોતાં તે એકજ છે પરંતુ ઉ પાધિએકરીને અનેક રૂપ ધારણ કરે છે. એક છતાં અનેક રૂપે તે દેખાય છે. સર્વના અંત:કરણમાં તે રહેલો છે. અધિકારી પુરૂષ તેને પ્રત્યક્ષ ઓળ ખે છે, તેનો અનુભવ કરે છે. તેનેજ ખરો આનંદ મળે છે, બીજાને નહિં. એ અંતરાત્મા છે માટે જેની બધી વૃત્તિ બહાર ખેંચાય છે તેને એ દે

આય નહીં એ અદ્ભુત છે. જે અંતરમાં જોય તેને સાક્ષાત્કાર થાય. આ આત્માનંદ સદાનંદ છે. એ આનંદ ક્ષણભંગુર નથી.

**नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्। तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥१३**

અનિત્યમાં જે નિત્ય છે, ચેતનનું જે ચેતન છે, જે એક છતાં ઘણાની કામના-ઇચ્છા પુરી પાડે છે, તેને ધીર અથવા વિવેકી પુરૂષ પોતાને વિશે જોય છે. નિત્ય શાંતિઃ તેનીજ છે અને બીજાની નથી.

જે અનિત્ય વસ્તુ છે તેમાં જે વિનાશ રહિત છે, આકાશ આદિ અનિત્ય છે તેમાં જે શક્તિ રહેલી છે, તે શક્તિ આપવાવાળો છે, અને બ્રહ્માદિક જે ચેતન રૂપ છે તેને ચેતન આપવાવાળો છે, સર્વ પ્રાણીઓને પોત પોતાનાં કર્મ પ્રમાણે ફળ આપનારો છે.

**तदेतदिति मन्यन्तेऽनिर्देश्यम्परमं सुखम्। कथन्नु तद्विजानीयां किमु भाति विभाति वा ॥१४॥**

જેનું વર્ણન નહિ થઇ શકે તે ઉત્કૃષ્ટ સુખરૂપ છે તેને તે તત્-તે છે એમ મનાય છે, તે પ્રકાશે છે કે કેમ તે મારે કેમ જાણવું.

**नतत्र सूर्य्यो भाति न चन्द्र तारकन्नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः। तमेव भान्तमनुभाति सर्व्वन्तस्य भासा सर्व्वमिदं विभाति ॥ १५ ॥**

ત્યાં (તેને વિશે) સૂર્ય પ્રકાશતો નથી, નહિ ચંદ્ર, નહિ તારા. નહિ વિજળી, તો અગ્નિ તો કયાંથીજ. તે પ્र

કાશ માન થતાં તેની પાછળ સઘળું ભાસે છે. તેનાજ પ્રકાશથી અહિં સઘળું ભાસે છે.

આત્મા રૂપ બ્રહ્મને વિશે, સર્વનો પ્રકાશક જે સૂર્ય તે પણ દેખાતો નથી, ચંદ્રમા પણ નથી દેખાતો, તારા પણ નથી દેખાતા, વીજળી પણ દેખાતી નથી, તો અગ્નિ તો ક્યાંથીજ હોય. જે બધું દેખાય છે તે તેની પાછળ દેખાય છે. અંધારામાં સળગેલું લાકડું હોય તો તેમાં અગ્નિ પ્રકાશે છે તોજ લાકડું દેખાય છે, નહિ તો નહિ.

## પાંચમો વલ્લી સમાપ્ત.





## છઠ્ઠો વલ્લી.

**ऊर्द्ध्वमूलोऽवाक् शाख एषोऽश्वत्थः सनातनः। तदेव शुक्रन्तद्ब्रह्म तदेवामृतमुच्यते। तस्मिँल्लोकाः श्रिताः सर्व्वे तदु नात्येति कश्चन। एतद्वैतत् ॥ १**

મૂળ ઉંચે અને ડાળી નીચે એવું પુરાતન જુનું અશ્વત્થ (પીપળાનું) ઝાડ છે. તેજ શુદ્ધ છે, તેજ બ્રહ્મ, અવિનાશિ તેજ કહેવાય છે. સર્વ લોક તેને વિશે આસરો લઇને રહેલા છે. તેને ઓળંધી કોઇ જઇ શકતું નથી. એજ તે તે છે.

હવે કારણ બ્રહ્મનું કહેવાનું શિરૂ કરે છે. જેમ એક વૃક્ષ જોઇને તેના બિજનું અનુમાન થાય છે તેમ આ જગત ઉપરથી કારણ બ્રહ્મનું અનુમાન થાય છે. કાર્ય ઉપરથી કારણનો નિશ્ચય કરવામાં આવે છે. તેમ સંસાર રૂપ કાર્ય ઉપરથી બ્રહ્મ રૂપ મુળનો નિશ્ચય કહેવા માંડે છે. યમરાજ કહે છે કે, હે નચિકેતા, આ સંસાર રૂપ એક અશ્વત્થ નામનું વૃક્ષ છે. અશ્વત્થ એટલે પીપળો થાય છે, પણ એ શબ્દમાં એવો ગુઢ અર્થ રહેલો છે કે બીજા દહાડા સુધી જે નહિ રહી શકે તે. આ ઉપરથી સંસાર ક્ષણભંગુર છે; જે જે વસ્તુ પેદા થયલી છે તે હંમેશા ટકી શકે એવી નથી એમ સૂચને છે. બધાં ઝાડનાં મુળ નીચે હોય છે

અને તેની ડાળીઓ ઉપર હોય છે પણ અહિં તેથી ઊલટું છે. આ ઝાડ એવું છે કે તેનું મૂળ ઉપર છે અને તેની ડાળિઓ નિચે છે. મૂળ ઊંચે કહ્યું છે તેનું કારણ એ કે તે મૂળ બ્રહ્મ જે સહુની ઊપર છે તે છે. ચૌદ ભુવનમાં ચાર પ્રકારની જે ઉત્પત્તિ કહે છે, (અંડજ, સ્વેદજ આદિ) તે સર્વ જીવ નીચે શાખા રૂપ છે. તે અવિદ્યા, કામ અને કર્મ રૂપ બીજથી ઉત્પન્ન થયલું છે. પર બ્રહ્મની પ્રથમ અવસ્થા રૂપ જ્ઞાન શકિત અને ક્રિયા શકિત મય હિરણ્ય ગર્ભ રૂપ અંકુર વાળુ છે. તૃષ્ણા રૂપ જળથી સિંચાયલું છે, જ્ઞાન ઇંદ્રિઓના જે વિષય તે રૂપી તેને કુંપળ છે, શ્રુતિ, સ્મૃતિ, યુકિત, અને વિદ્યાના ઉપદેશ રૂપ પત્રવાળું છે, તેનાં પુષ્પ, યજ્ઞ, દાન, તપ, સત્કર્મ છે, સુખ દુઃખ રૂપી તેને ફળ આવે છે, ચૌદ લોકમાં વસનારા રૂપી જે પક્ષિ તે પક્ષિના શબ્દ ત્યાં થાય છે, તે શબ્દ તે હરખ અને શોકના છે. એ વૃક્ષની ડાળ નીચે ફહેલી છે તેમાં બીજો મર્મ એવો રહેલો છે કે સ્વર્ગાદિક જે કેટલાક ઊંચા લોક છે તે ઊંચે છે અને નર્કાદિક જે નીચી યોની છે તે નીચે છે. વૃક્ષ જેમ અનિત્ય છે અને છેવટે કાપવાને ધટારત છે તેવોજ સંસાર છે, જેવું સંસારને વૃક્ષ કહેલું છે તેવુંજ શરીરને પણ કહી શકાય છે જેવું બ્રહ્માંડ તેવુંજ પિંડાંડ છે, માટે શરીરમાં પણ જુદા જુદા લોકનાં સ્થાન છે તેમજ દેવતાઓનો પણ વાસ છે. એ વૃક્ષ પૂરાતન છે. જુનું છે. એ ઘણો સમય થયાં રહેલું છે બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજ એમ ચાલ્યાંજ કરે છે. કર્મથી શરીરની ઉત્પત્તિ અને શરીરથી કર્મની, એમ ગોળ ચક્ર ચાલ્યાંજ કરે છે. સંસાર એ બ્રહ્મનો વિલાસ ભાસે છે અને બ્રહ્મ અનાદિ તેથી સંસાર અથવા સૃષ્ટિનો પ્રથમ આરંભ કયારે થયો તે કહી શકાય નહિં. શુદ્ધ બ્રહ્મ છે, એટલે સ્વ પ્રકાશક છે. તે અવિનાશી છે. તેને કંઇ વિકાર લેપતો નથી અને તેને આદિ અંત પણ નથી.

यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम् । महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ २ ।

આ જે કંઇ સઘળું જગત છે તે તેનાથી નીકળેલું છે, તેનાથી ચાલે છે, તે મોટા ભય રૂપ, ઉગામેલું વજ્ર છે, તેને જેઓ જાણે છે તેઓ મરણ ધર્મથી છુટે છે.

જે પરમાત્માથી જગતની ઉત્પત્તિ તથા સ્થિતિ છે તેજ મૃત્યુ રૂપ હોઇને સર્વનો સંહાર કરે છે. એ બ્રહ્મ અથવા આત્માજ ભય રૂપ—ઉગામેલા હથિઆરની સમાન છે. એટલે દંડ લઇને ઉભો રહેલો ઉપરી હોય અને તેના ભયથી સહુ પોતપોતાનું કામ કર્યા જાય તેમ એનો પણ ભય છે અને એજ ભયને લીધે સૂર્ય ચંદ્ર વગેરે પોતપોતાનું કામ કર્યા જાય છે.

भयादस्याग्नि तपति भयात्तपति सूर्य्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥

તેના ભયથી અગ્નિ તપે છે, ભયથી સૂર્ય તપે છે, ભયથી ઈંદ્ર, ભયથી વાયુ, અને પાંચમું મૃત્યુ એ દોડયાં જાય છે.

દરેક પોત પોતાનું કામ બરાબર કરે છે તે તેના ભયથી કરે છે. અગ્નિનું કામ તપાવવાનું છે એથી ઉલટું તે કરતો નથી. અને તપાવવાને તપે છે, સૂર્ય પણ તપે છે, ઇંદ્ર વરસાદ વરસાવે છે, અને વીજળી ચમકાવે છે, પવન પણ પોતાનું કામ કર્યો જાય છે અને મૃત્યુ પણ આમ તેમ સઘળે દોડતો ફરી તેની આજ્ઞા પ્રમાણે કામ કરે છે એટલે સઘળું તેના નિયમ પ્રમાણે ચાલ્યું જાય છે. અગ્નિ અને સૂર્ય્ય આખા જગતને ભસ્મ કરી નાખવાને સમર્થ છે પણ તેની આજ્ઞા તેમ નથી ત્યાં સુધી તેઓ તેમ કરી શકતા નથી. મોટા મોટા દેવતા પણ આ પ્રમાણે તેને આધિન છે તો બીજા પ્રાણીઓની તો વાત શું કરવી. ભયની નિવૃત્તિ કરવી એ અવશ્યનું છે, અને તે નિવૃત્તિ બ્રહ્મ જ્ઞાનથીજ થાય છે.

इह चेद्शकद्बोद्धु म्प्राक्‌ शरीरस्य विस्रसः । ततः स र्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥

જો શરીર પડતાં પહેલાં, તેને જાણવાને (માણુસ) અ શકત હોય છે તો સૃષ્ટિ રચનામાં આવવાવાળા લોકોમાં શરીર ધારણ કરવાવાળો તે ગણાય છે.

માણુસને એજ ઘટારત છે કે શરીર છુટતાં પહેલાં આત્મજ્ઞાનને માટે પ્રયત્ન કરવું. અજ્ઞાન રૂપી અંધકારની નિવૃત્તિ થયા વિના કંઈ પણ ઊપદ્રવ શાંત થતા નથી. જ્યારે એ પ્રમાણે પ્રયત્ન કરવામાં આવતું નથી ત્યારે છેવટે પસ્તાવો થાય છે, કેમકે હવે પછી ગમે તે યોનીમાં જન્મ થશે, અને આત્મજ્ઞાન મેળવવાનું સાધન જે મનુષ્ય દેહ તે વારે વારે મળવો કઠિન છે. આત્મજ્ઞાન નહિ થાય ત્યાં સુધી અનંત યોનિમાં વારંવાર જન્મ મરણને આધિન થવું પડે છે. કદાચ પુણ્ય કર્મનાં બળથી સ્વર્ગ મળે તો પણ ત્યાંનું સુખ પણ અચળ નથી. તેનો પણ અંત આવે છે, અને તે મળવાથી મરણનો ભય તો મીટતો નથી.

यथाऽऽदर्शे तथाऽऽत्मनि यथा स्वप्ने तथा पितृलोके । यथाऽप्सु परीव ददृशे तथा गन्धर्व लोके । छायातपयो रिवब्रह्म लोके ॥ ५ ॥

જેવું આરસીમાં તેવું આત્મામાં, જેવું સ્વપ્નામાં તેવું પિતૃ લોકમાં, જેવું જળમાં ઝાંખુ દેખાય છે, તેવું ગંધર્વ લોકમાં, છાયા અને પ્રકાશની પેઠે બ્રહ્મ લોકે

સર્વ લોકને વિશે આત્માનું દર્શણ કેવું થાય છે તે અહિં કહે છે. અહિં આ લોકને વિશે, જેમ ચોખી આરસીમાં મોહોડું જોઈયે તો પુરે પુરૂં ખરૂં રૂપ દેખાય છે તેમ જે અધિકારી પુરૂષ છે તેને બુદ્ધિને વિશે આત્મા સ્પષ્ટ પ્રતીત થાય છે. સ્વપ્ના અવસ્થામાં સ્પષ્ટ જણાતું નથી, કે

મકે જાગૃત અવસ્થામાં ઊત્પન્ન થયલું જગત છે, તે જાગૃત અવસ્થામાં સ્પષ્ટ દેખાય છે, અને સ્વપ્નાવસ્થામાં જેવું દેખાય છે તેવું પિતૃ લોકમાં ઝાંખું દેખાય છે, કેમકે પિતૃ દેવને કર્મ ફળના ભોગની આસકિત હોય છે. જેવું જળમાં દેખાય છે તેવું ગંધર્વ લોકમાં. જળ પણ ચંચળ છે અને ગંધર્વ લોક પણ ચંચળ છે, તો જેમ હાલતી આરસીમાં બરાબર નહિ દેખાય તેમ ત્યાં પણ બરાબર રૂપ સમજાય નહિં. તડકો ને છાયા જેમ જુદાં જુદાં દેખાય છે તેમ બ્રહ્મ લોકમાં આત્મા અને પંચકોષ જુદા જુદા દેખાય છે. એ બ્રહ્મ લોક ઉપાસનાથી પ્રાપ્ત થાય છે પણ તે પ્રાપ્ત કરવામાં ઘણા વિઘ્ન આવીને નડે છે. મરણ પછીની ત્રણ અવસ્થા અહિં બતાવી છે, પિતૃ લોક, ગંધર્વ લોક અને બ્રહ્મ લોક, અથવા બીજી રીતે કહિયે તો કામ લોક, રૂપ સ્વર્ગ, અને અરૂપ સ્વર્ગ. જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થા છે. જાગૃત અવસ્થામાં ઇંદ્રિયો કામ કરે છે અને સ્વપ્નમાં જાગૃતના સંસ્કારવાળો અહંકાર કામ કરે છે, જેથી આત્મા નિર્વિકાર છતાં સવિકાર જણાય છે. સુષુપ્તિમાં ઇંદ્રિઓનો અને અંહકારનો લય થતાં લિંગ શરીર રૂપ ઊપાધિ નહિ હોવાથી નિર્વિકાર આત્માનો અનુભવ થાય છે પણ તે સમયે પણ અવિદ્યા અને તેના સંસ્કાર રહે છે. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા બુદ્ધિની છે અને અનુક્રમે સત્વ, રજ અને તમથી થાય છે. જાગૃત અવસ્થાને સઘળી ઇંદ્રિયો જોય છે, સ્વપ્ન અવસ્થાને મન જોય છે અને સુષુપ્તિ અવસ્થાને જાગૃત તથા સ્વપ્ના અવશેષ સંસ્કારવાળી બુદ્ધિ જોય છે, પણ તે સઘળાનો નિયંતા આત્મા છે અને દૃષ્ટા પણ તેજ છે. જાગૃતનો દૃષ્ટા વિશ્વ, સ્વપ્નનો તૈજસ, અને અને સુષુપ્તિનો પ્રાજ્ઞ કહેલો છે. એ અવસ્થા ત્રણ પણ દૃષ્ટા તો એકજ છે. એ ત્રણ અવસ્થા છે તેવાજ ઊપર ત્રણ લોક કહેલા છે.

**इन्द्रियाणाम्पृथग्भावमुदयास्तमयो च यत्। पृथगुत्पद्यमानानां मत्वाधीरो न शोचति ॥ ६ ॥**

જુદી જુદી ઉત્પન્ન થયલી ઇંદ્રિયો જુદી છે અને તે

ની ઉત્પત્તિને વિનાશ કેમ થાય છે તે જાણીને ધીર પુરૂ ષ શોક કરતો નથી.

આત્મા ઇંદ્રિયોથી કેવળ જુદો છે તે કહે છે. ઇંદ્રિયો આકાશ આદિ કારણથી ઊત્પન્ન થાય છે, જુદી જુદી ઇંદ્રિયો જુદાં જુદાં તત્વથી ઉત્પ ન્ન થાય છે, તે દરેક પોતાના વિષયને અર્થે રહેલી છે. પાંચ ઇંદ્રિયો પં ચ ભૂતથી ઉત્પન્ન થાય છે. એ ઇંદ્રિ સુષુપ્તિ અવસ્થામાં લય પામે છે અ ને જાગૃત અવસ્થામાં પાછી ઊત્પન્ન થાય છે અથવા પ્રગટ થાય છે, પણ આત્મા ઉદય અને અસ્તને પામતોજ નથી. તે તો સર્વ અવસ્થાનો શા ક્ષિ છે, એજ્ઞાન જેને થાય છે તેને "હું કરનારો છું" "હું ભોગવનારો છું" એ ભાવ રહેતો નથી અને એ વાતની નિવૃત્તિ થઈ કે પછી કંઇ બંધન પણ ર હેતું નથી, અને જ્યારે કંઈ બંધન રહેતું નથી તો જન્મ મરણ ક્યાંથી હોય. માટે આત્મા નિત્ય એક સ્વભાવવાળો છે અને ઇંદ્રિયો તેથી ઊલ ટી અને જુદી છે એમ જાણીને ધીર પુરૂષને શોક રહેતો નથી.

इन्द्रियेभ्य: परंमनो मनसः सत्व मुत्तमम् । सत्वा दधि महात्मा महतोऽ व्यक्त मुत्तमम् ॥ ७

ઈંદ્રિથી મન પર છે, મનથી બુદ્ધિ પર અથવા ઊ ત્તમ છે, બુધ્ધિથી મહત્તત્વ પર છે અને મહત્તત્વથી અ વ્યકત પર છે.

ઇંદ્રિથી મન સૂક્ષ્મ છે, મન સંકલ્પ વિકલ્પવાળું છે, બુદ્ધિ નિશ્ચય રૂપ છે. બુદ્ધિ મનથી પર અથવા સૂક્ષ્મ છે. બુધ્ધિ વ્યષ્ઠિ રૂપ અહિં જાણ વી. એ વ્યષ્ટિ રૂપ બુદ્ધિથી મહત્તત્વ પર છે. મહત્તત્વ તે સમષ્ટિ રૂપ બુદ્ધિ છે. એ મહત્તત્વથી અવ્યકત પર છે. અવ્યકત એટલે માયા એ માયા સ મષ્ટિ રૂપ બુધ્ધિથી પર છે

अव्यक्तातु परः पुरुषो व्यापको ऽलिङ्ग एवच । य ज्ज्ञात्वा मुच्यते जन्तुर मृतत्वञ्च गच्छति ॥ ८ ॥

અવ્યકતથી પર પુરૂષ છે અને તે વ્યાપક છે, અ લિંગ છે. તેને જાણીને જીવ મુકત થાય છે અને અમર ભાવને પામે છે.

માયાને પ્રકાશવા વાળો આત્મા છે, માટે આત્મા માયાથી પર છે. આકાશ સઘળે રહેલું છે અને આકાશનું કારણ પણ આત્માજ છે. તો આત્મા વ્યાપક છે એમાં શો સંદેહ? અલિંગ છે એટલે કંઈ પણ ચિન્હ વિનાનો છે. બુધ્ધિ આદિકને લિંગ કહે છે, તે બુધ્ધિ આદિક રહિત છે મા ણસ પાંચ કોષનો બનેલો છે એમ ગણાય છે. તે પાંચ કોષના નામ ૧ અન્નમય, ૨ પ્રાણમય, ૩ મનોમય, ૪ વિજ્ઞાન મય, અને ૫ આનંદ મય.

न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुसा पश्यति कश्चनैनम् । हृदा मनीषा मनसाऽभिक्लृप्तो य एतद्विदुर मृतास्ते भवन्ति ॥ ९ ॥

એનું રૂપ દૃષ્ટિમાં રહેલું નથી. એને કોઈ આંખ વડે જોતું નથી. રૂદયને વિશે જે મન સત્તાધારી રહેલુ છે, તે મન વડે તે પ્રકાશિત થાય છે. એને જે જાણે છે તે મરણ રહિત થાય છે.

ઉપર અલિંગ કહયો, ત્યારે એ અલિંગ આત્મા કેમ જણાય? પ્રત્યેક આત્માનું સ્વરૂપ રૂપ ગુણ વિનાનું છે તેથી ઇંદ્રિ ગોચર નથી-નજરમાં તે આવતું નથી. આંખ રૂપ ગુણવાળી છે તે એ અલિંગ ને જોઈ શકે નહિં. માટે તેનું દર્શણ કેમ થાય તે કહે છે. સંકલ્પ વિ કલ્પ વાળું જે મન તેને વશ કરવાવાળી બુધ્ધિ છે, તે બુધ્ધિ શુધ્ધ અતરને વિશે રહેલી છે, તે બુધ્ધિ વડે વિવેકી પુરૂપ આત્માને જાણે છે અને આત્મજ્ઞાનથી મોક્ષને પામે છે. હું નિર્લેપ સચ્ચિદાનંદ બ્રહ્મ છું એવું નિશ્ચય કરવાવાળી બુધ્ધિ છે.

**यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानी मनसा सह। बुद्धिश्च न विचेष्टते तामाहुः परमाङ्गतिम् ॥ १० ॥**

જ્યારે પાંચ જ્ઞાનેંદ્રિ મન સહિત સ્થિર થાય છે અને બુદ્ધિ ચેષ્ટા કરતી નથી, ત્યારે પરમગતિ થાય છે એમ કહેવાય છે

એકાગ્રતા થવાની અહિં અવશ્યતા બતાવી છે. બહારની સઘળી વૃત્તિ બંધ થવી જોઇએ અને અંતઃકરણમાં તે સઘળી વળવી જોઇયે. કંઈ પણ ચંચળતા નહિં રહે એવી સ્થિતિને પરમ ગતિ માનવામાં આવે છે.

**तांयोगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम्। अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ११ ॥**

યોગ તે તે ગનાય છે કે ઇંદ્રિયો નિશ્ચય ધારણ કરવી. ત્યારે માણસ પ્રમાદ રહિત થાય છે કેમકે યોગ પ્રગટ થાય છે અને લય પામે છે.

જ્યારે મન જાગતું નથી, ઉંઘતું નથી, તેમજ જાગૃત અને નિદ્રા બન્ને અવસ્થાની વચમાંની સ્થિતિમાં પણ નથી અને કેવળ બ્રહ્મનો પ્રકાશ થઇ રહે છે ત્યારે યોગની પરિપૂર્ણતા થઇ કહેવાય. બહારના સ સઘળા વિષયોનો વિયોગ થવો જોઇયે. બહારની અને અંતરની ઇંદ્રિયોનો વહેવાર બંધ થાય, ચિત્તની એકાગ્રતા થાય, બુદ્ધિની ચેષ્ટા પણ બંધ પડે ત્યારે પ્રમાદ સંભવે નહિ.

**नैववाचा न मनसा प्रामुं शक्यो न चक्षुषा। अस्तीति ब्रुवतो ऽन्यत्र कथं तदुपलभ्यते ॥ १२ ॥**

વાણીથી, મનથી તે પ્રાપ્ત થતો નથી, ને નેત્રથી પ

ણુ નહિ. તે છે એમ જે કહે છે તેના વિના બીજાને તે કેમ પ્રાપ્ત થાય.

એ–આત્મા–અરૂપ છે અને તેનું વર્ણન થઈ શકતું નથી. વાણી અને મન તેને પહોંચી શકતાં નથી, અને આંખ પણ તેને જોઇ શકતી નથી. ધીરે ધીરે પગથિએ પગથિએ ચડતાં અહિં આ પ્રમાણે કહ્યું છે. ઉપર કહેલા કોષ સઘળા સ્થિર થઈ રહ્યા પછીની અવસ્થા અહિં કહી છે. મન શાંત અને સ્થિર થયા પછી તેનો બુદ્ધિમાં લય થવો જોઇએ. ઉપર ઇંદ્રિ મન, બુદ્ધિ–એની પરંપરા બનાવી છે, તે પરંપરામાં નીચલાનો ઉપલામાં લય થતાં થતાં છેવટ આ સ્થિતિ થાય છે. શબ્દ પણ રહેતો નથી. સઘળે શાંતિ પ્રસરી રહેલી છે. તે શાંતિમાં ઝમકારો થાય છે. સઘળાં બંધન ત્રુટી જાય છે, અનંતનો ભાસ થાય છે, જ્યાં મન વાણી પહોંચી શકે નહિં તેનું વર્ણન કેમ થઈ શકે? તેને સમજાવી કેમ શકાય તેને તો તે છે એટલુંજ કહેવાય.

अस्तीसेवोपलब्धव्य स्तत्त्व भावेन चोभयोः । अस्तीसे वोपल ब्धस्य तत्त्व भावः प्रसीदति ॥ १३ ॥

"તે છે" એ ભાવથી તેને ઓળખવો જોઇએ (એટલુંજ નહિ પણ) તેના ખરા તત્વથી, એટલે સત્ અને અસત્ ભાવથી તેની ઓળખ કરવી જોઇએ. "તે છે" એવી ઓળખ જેને થયલી છે તેનેજ ખરો તત્વભાવ પ્રકાશમાન થાય છે.

જગત મિથ્યા છે એ પ્રથમ માની લઇને આગળ વિચાર કરવા જતાં ગોથાં ખાવાનું થાય છે અને ખરૂં તત્વ માલમ પડતું નથી. "જગત છે" એમ પહેલું માનીને તે શેનું કાર્ય છે એટલે તેનું મૂળ શું છે તેનો વિચાર પ્રથમ કરવાનો છે. તેનું મૂળ જ્યારે શોધી કહાડવામાં આવે ત્યારે તે મૂળ 'સત્' છે અને બાકીનું બધું "અસત્" છે એમ જાણવામાં આ

વે. બ્રહ્મને અથવા આત્માને જાણવાને "સત્" અને "અસત્" એ બન્ને બાજુ જોવાની છે. "સત"નું જ્ઞાન થાય તો પછી તેના ખરા સ્વરૂપનું જ્ઞાન મળે. પ્રથમ સાકારને સમજવાની જરૂર છે અને 'સાકાર' સમજાયા પછી "નિરાકાર"નું ભાન થાય છે. સાકારરૂપ જે જગત તેનું મૂળ શો ધતાં નિરાકાર મળે અને તે નિરાકારનું ભાન થતાં તેના બન્ને રૂપ, નિરાકાર અને સાકારની, સમજણ પડે છે.

**यदा सर्व्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः अथ मर्त्यो ऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ १४ ॥**

રૂદયને વિશે રહેલી ઈચ્છા જ્યારે સઘળી છોડી દેવામાં આવે છે ત્યારે મરણ આધિન જે મનુષ્ય તે મરણ રહિત થાય છે, અને બ્રહ્મને પામે છે

જ્યાં લગી વાસનાઓની નિવૃતિ થઈ નથી—જ્યાં લગી રાગ, દ્વેષ, રહેલા છે, ત્યાં સુધી ફરી જન્મ છે એ વાસના રૂપી દોરીઓજ જીવને પૃથ્વી ભણી ખેંચી આણે છે, એ વાસનાઓનુંજ શરિર બંધાય છે, માટે વાસનાઓ નાશ થવી જોઈએ. તે વૈરાગ્યના સેવનથી નાશ થાય છે. જ્યારે વાસના રહેતી નથી ત્યારે ઉંચે ગયલા જીવને પૃથ્વિ ઉપર ખેંચનારી દોરીઓ રહેતી નથી અને તેથી જીવને ઉંચેથી નીચે ઉતરવાનું થતું નથી; એટલાજ માટે કહેલું છે કે જે કામ કરવું તેનાં ફળની દરકાર રાખ્યા વિના કરવું. આ કામ કરવાની ફરજ છે એમ સમજી તે કામ કીધું એટલે ફરજ પુરી થઇ. પરિણામ ગમે તે આવો તેની શું ચિંતા, ફરજ સાથે સંબંધ છે અને પરિણામ સાથે સંબંધ નથી એવા ભાવ થાય ત્યારે વાસના રહેતી નથી, કેમકે કામ કીધું એટલે તે કામ સાથે પછી વળગેણ રહેતું નથી, જો પરિણામની દરકાર હોય તોજ વળગણ છે

**यदा सर्व्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः । अथ मर्त्यो ऽमृतो भवत्ये तावदनु शासनम् ॥ १५ ॥**

જ્યારે રૂદયની સઘળી ગ્રંથી–ગાંઠ છુટી જાય છે.–નાશ પામે છે ત્યારે મરણ આધિન જે મનુષ્ય તે મરણ રહિત થાય છે, એટલો ઉપદેશ છે.

હું બાળક, હું જુવાન, હું વૃદ્ધ, હું કાણો, હું કુબડો, આ શરીર તે હું છું, આ ધન તે મારૂં છું, આ મારી બૈરી, આ મારાં છોકરાં, હુ દુઃખી, હું સુખી, એ અવિદ્યાથી થતી વૃત્તિની ગાંઠ છે. વાસના રૂપ દોરીની ગાંઠ જ્યારે છુટી જાય છે ત્યારે મોક્ષ મળે છે. એ ગાંઠ શાથી છુટી જાય છે? હું કેવળ બ્રહ્મ છું, એવું જ્ઞાન થાય છે તે જ્ઞાનથી; હું બાળક છું, જુવાન છું, કાણો છું, કુબડો છું એ માનવું અજ્ઞાન છે; કેમકે એ તો માત્ર દેહના ધર્મ છે. સંસારમાં લિપ્ત હોય તેને એમ લાગે છે કે હું સંસારી છું, એ પણ અજ્ઞાન છે. હું અસંસારી બ્રહ્મ છું એજ ખરૂં જ્ઞાન છે. રૂદયનાં બંધન જ્યારે છુટી જાય ત્યારેજ મુક્ત થવાય છે. એટલે જન્મ મરણથી છુટાય છે

**शतश्चैका चहृदयस्य नाड्यस्ता साम्मूर्द्धानमभिनिःसृतैका। तयोर्ध्व मायन्न मृतत्वमोति विष्वङ्ङन्या ऊत्क्रमणे भवन्ति ॥ १६**

રૂદયની એકસો ને એક નાડિયો છે, તેમાંની એક નીકળીને મસ્તકમાં ગયલી છે, તેમાં ઊંચે ચડીને જે જાય છે તે અમર ભાવને પામે છે. બીજી જુદે જુદે માર્ગે જવા વાળી નાડી પ્રાણને બહાર નીકળવા માટે છે.

હૃદયમાંથી એકસો ને એક મુખ્ય નાડીઓ નીકળે છે, તેમાં મુખ્ય પાછી ત્રણ છે જેને ઈડા, પિંગળા ને સુષુમ્ણા કહે છે. એ સુષુમ્ણા નાડી માથામાં છેક ઊંચે મધ્યમાં એક છિદ્ર છે ત્યાં સુધી જાય છે. એ નાડી છેક સૂર્ય મંડળ સુધી પહોંચેલી કહેવાય છે, એને બ્રહ્મ લોકનું દ્વાર કહે છે. જે જીવ મરણ વખતે એ સુષુમ્ણા નાડીએ ચડીને દેહને છોડે છે તે બ્ર

હ્મ લોકને પામે છે. બ્રહ્મ લોકમાં જાય તે અમર ભાવ પામે. બીજી નાડી શરીરના જુદા જુદા ભાગોમાં પ્રસરેલી છે. તે નાડીઓથી જે જીવ નીકળે તે બીજી યોનિને–ઉંચ, નીચ શરીરને પામે છે, તે ફરીથી જન્મ લે છે, તેને અમરભાવ પ્રાપ્ત થતો નથી. બ્રહ્મ લોક સર્વ ભૂતના પ્રલય પર્યંત રહે છે.

**अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः। तं स्वाच्छरीरा त्प्रवृहेन्मु ञ्जादिवेषिकां धैर्येण। तं विद्याच्छु क्रममृतमिति तं विद्याच्छुक्रममृतमिति ॥ १७ ॥**

અંગુઠા પ્રમાણનો પુરૂષ જે અંતરાત્મા છે તે જનોના રૂદયને વિશે હંમેશ રહેલો છે. તેને ધૈર્યથી પોતાના શરીરમાંથી, ઘાસમાંથી સળીની પેઠે, કહાડવો જોઈયે. તેને શુધ્ધ અને અમૃત રૂપ જાણવો, તેને શુદ્ધ અને અમૃત રૂપ જાણવો

**मृत्यु प्रोक्तान्न चिकेतोऽथलब्ध्वा विद्यामेतां योगविधिञ्च कृत्स्नम्। ब्रह्म प्राप्तो विरजोऽ भूद्विमृत्युरन्योऽ प्येवं यो विदध्यात्ममेव ॥ १८ ॥**

યમરાજાએ ઉપદેશ કરેલી બ્રહ્મ વિદ્યા અને સંપૂર્ણ યોગ વિધિને પામીને નચિકેતા બ્રહ્મને પામ્યો અને મૃત્યુ રહિત થયો. બીજો કોઈ એવી અધ્યાત્મ વિદ્યાને જાણે તો તેવો થાય..

આ આખ્યાનનું ફળ અહિં કહ્યું છે. નચિકેતા યમરાજાના ઉપદેશથી જીવન મુક્ત થયો એમ પણ અહિં કહ્યું છે.

सह नाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवा वहै तेजस्वि नावधीत मस्तु माविद्विषावहै ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥ हरिः ॐ ॥ १९ ॥

તે અમો બન્નેનું રક્ષણ કરો, અમો બંન્નેનું પાલન કરો, અમો બન્નેને સામર્થ્યવાન કરો, અમો બન્નેએ કરેલું અધ્યયન તેજસ્વિ થાઓ, અમો બન્નેને દ્વેષ અથવા પ્રમાદ ન હિં થાઓ, **ઓમ્** શાંતિ: શાંતિ: શાંતિ:

સર્વ કર્મની સમાપ્તિ વેળા પરમેશ્વરની પ્રાર્થના કરવી જોઈયે, તેમ અહિં પ્રાર્થના કરેલી છે. અમો બન્નેની એટલે અમો ગુરૂ તથા શિષ્યની. અમો બન્નેની બ્રહ્મ વિદ્યા ફળો, અમો બન્ને સુખ દુ:ખાદી દ્વંદને સહન કરવાને અને બ્રહ્મ વિદ્યા ધટાવવાને શક્તિમાન થૈએ તેમ કરો. વિઘ્નની શાંતિને માટે ત્રણવાર શાંતિ: કહેલી છે.

**અથ કઠોપનિષદ-છઠ્ઠો વલ્લિ સમાપ્ત.**



